# રાજ્યાભિષેક



જેઠાલાલ ત્રિવેદી

પ્રકાશક :

જીવનલાલ અમરશી મહેતા

પીરમશા રોડ : અમદાવાદ.

મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવના વૃદ્ધત્વકાળની
ઐતિહાસિક નવલકથા

# રાજ્યાભિષેક

[ રાજરોષના અનુસંધાનમાં ]

લેખક
જેઠાલાલ નારાયણ ત્રિવેદી
બી. એ.

卐

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા
પીરમશા રોડ, અમદાવાદ

કિં. રૂ. ૩-૦-૦

પ્રકાશક :
જીવનલાલ અમરશી મહેતા
વતી : ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમશા રોડ, અમદાવાદ

મુંબઈમાં મળવાનું સ્થળ
જીવનલાલ એન્ડ સન્સ
લજપતરાય રોડ, વીલાપારલા

આફ્રિકામાં મળવાનું સ્થળ
G. M. Sharma. P. O. Box 1156 Nairobi (K-C)





સંવત ૨૦૦૩ ] આવૃત્તિ પહેલી [ ઓક્ટોબર ૧૯૪૬



કિંમત
રૂ. ૩-૦-૦

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ.

અ ર્પ ણ

સ્વ ર્ગ સ્થ  મા તા તુ લ્ય
પૂજ્ય રૂક્મણીબાઈની
૫ વિ ત્ર સ્મૃ તિ ને

જેઠાલાલ ત્રિવેદી

## શ્રી જેઠાલાલ નારાયણ ત્રિવેદીનાં પુસ્તકો

### ઐતિહાસિક નવલકથાઓ

| | |
|---|---|
| સમ્રાટ વિક્રમ—અવંતીપતિ | ૩-૦-૦ |
| રાજરોષ | ૩-૦-૦ |
| રાજ્યાભિષેક | ૩-૦-૦ |
| રાજદંડ | છપાય છે. |
| પાટણનો પુનરૂદ્ધાર | ૩-૦-૦ |
| સોલંકીનો સૂર્યાસ્ત | ૪-૦-૦ |

### સામાજિક નવલકથાઓ

| | |
|---|---|
| સુરેખા | ૩-૦-૦ |
| રંભા | ૨-૦-૦ |
| અચલા | ૨-૮-૦ |
| નિરંજના | ૩-૦-૦ |

### નવલીકાઓ-કાવ્યો-જીવનચરિત્રો

| | |
|---|---|
| કાચાં ફળ | ૦-૮-૦ |
| નયનનાં નીર | ૦-૧૨-૦ |
| પાંખડી( મુક્તકો ) | ૦-૧૨-૦ |
| કાવ્યદર્પણ | છપાય છે |
| કુમારી સરલા અને બીજી વાતો | ,, |
| કમલદલ ( કાવ્યસંગ્રહ ) | ,, |
| બે વીરાંગનાઓ | ,, |

[ શ્રી. ડૉ. લક્ષ્મી અને શ્રી. અરૂણા ]



છપાય છે

**રાજદંડ** [ રાજ્યાભિષેકના અનુસંધાનમાં ]

# પ્રવેશક

ભારતખંડના અનેક પ્રાંતોમાં ગુર્જર મહારાજ્યની આણ ફેલાવનાર મહાપ્રતાપી મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવની જુવાની ઢળી ગઈ હતી. રણજંગો અને વિજયોત્સવોનો નશો ઓસરી ગયો હતો. ગુર્જર મહારાજ્યનું વિશાળ તંત્ર મહારાજાની અપ્રતિમ ધાક તથા મંત્રીઓની વિચક્ષણ બુદ્ધિના જોરે બરોબર ચાલી રહ્યું હતું. પણ મહારાજાના જીવને ચેન પડતું ન હતું. આવા મહાન રાજ્યની ગાદીનો વારસ–પુત્ર ન હોવાથી મહારાજા સદા ચિંતાતુર રહેતા હતા.

પુત્રૈષણાની સિદ્ધિ માટે તેમણે અનેકાનેક પ્રયાસો કર્યા પણ સફળતા ન મળી. છેવટે દેશદેશાંતરના જ્યોતિષીઓને અણહિલપુર તેડાવી પોતાને પુત્ર થશે કે નહિ એ પ્રશ્ન મહારાજાએ તેમને પૂછ્યો. કાશી, અવંતી, સોરઠ, શ્રીસ્થળ વગેરે પ્રસિદ્ધ ધામોના જ્યોતિષીઓએ-અણહિલપુરના જ્યોતિર્વિદોની સાથે મળી ગણિત કરી નિર્ણય કર્યો કે મહારાજા જયસિંહદેવના લલાટે પુત્રરત્નનું સુખ લખાયું ન હતું. આ નિર્ણય જાણી મહારાજા નિરાશ થયા. પણ તે પછી તેમણે

જ્યોતિષીઓને બીજો પ્રશ્ન કર્યો: "મારી પછી ગુજરાતની ગાદીએ કોણ આવશે?"

આ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ આપવા જ્યોતિષીઓ તૈયાર ન હતા. પણ મહારાજના અતિશય દબાણથી છેવટે અનેક સોલંકી કુમારોની જન્મકુંડલીઓ મેળવી પંડિતોએ નિર્ણય કર્યો કે સિદ્ધરાજદેવની પછી ગુજરાતની ગાદીએ ત્રિભુવનપાળ સોલંકીના પુત્ર કુમારપાળનો રાજ્યાભિષેક થશે. જ્યોતિષીઓનો આ નિર્ણય સાંભળતાંજ ત્રિભુવનપાળના કુટુંબ પ્રત્યે છૂપો દ્રોહ અને અણગમો રાખનાર રાજવી એકદમ ઝાળ થઈ ગયો. તેણે જ્યોતિષીઓના નિર્ણયને પડકાર આપતાં કહ્યું: "તમારો નિર્ણય તદ્દન જુઠ્ઠો છે. મારી ગાદીએ ત્રિભુવનપાળનો વર્ણસંકર પુત્ર કદી બેસી શકશેજ નહિ. મારી હયાતિમાંજ હું તેને પરલોક પહોંચાડી પછી તમારાં જ્યોતિષનાં પોથાંને પણ સરસ્વતીમાં પધરાવી દઈશ."

જ્યોતિષીઓએ નમ્રતાથી માત્ર એટલુંજ કહ્યું કે તેમનો નિર્ણય શાસ્ત્રસંમત અને સાચો હતો. પણ એથી તો રાજા વધુ રોષે ભરાયો અને મંત્રીઓની સલાહને અવગણીને કુમારપાળને પકડી લાવવા અગર તો તેનું માથું લાવવા ગુપ્તપણે આજ્ઞા કરી દીધી.

કુમારપાળ અને તેના વૃદ્ધ પિતા ત્રિભુવનપાળ સોલંકી તેમની દધિસ્થલી (દેથલી)ની જાગીરના ગામ ઉપર નિવાસ કરી રહેતા હતા. સદ્ભાગ્યે આ સમયે તેઓ દધિસ્થલી છોડી પ્રભાસપાટણની યાત્રાએ ગયેલા હતા. તેથી તેમને પ્રભાસથી પકડી લાવવા રાજના સૈનિકો ગુપ્ત રીતે પ્રભાસ તરફ નીકળી ચૂકયા. ત્રિભુવનપાળના હિતચિંતક અને મિત્ર કાકભટ્ટ નામના બાહોશ રાજપુરુષને આ વાતનો અણસારો મળી ગયો અને તેણે કોઈ પણ ભોગે ગુપ્ત રીતે પ્રભાસ પહોંચી ત્રિભુવનપાળ સોલંકીને વખતસર ચેતાવી દેવા વિચાર કર્યો. અનેક

મુસીબતો અને સાહસોને અંતે કાકભટ્ટ રાજના સૈનિકોની પહેલાં પ્રભાસપાટણ પહોંચી ગયા અને ત્રિભુવનપાળ સોલંકીને બધી વાત જણાવી.

વૃદ્ધ સિંહ જેવા ત્રિભુવનપાળે આ સાંભળી પોતાની તરવાર ઉપાડી અને એ બેવકુફ રાજાની આજ્ઞાનો ભીષણ સામનો કરવા પોતાનો ઇરાદો પ્રગટ કર્યો. કાકે ઘણું સમજાવ્યા છતાં ત્રિભુવનપાળ સોલંકીએ પ્રાણરક્ષા માટે પ્રભાસ કે ગુજરાતનો ત્યાગ કરી જવાની વાત માન્ય ન કરી. મહાપ્રયાસે માત્ર ભાવિ ગુર્જરેશ્વર થવાની આશા આપતા કુમારપાળને ગુજરાત છોડી જવાની તેણે સંમતિ આપી. આથી કાકભટ્ટે કુમારપાળને તેજ રાતે પ્રભાસ છોડી ગુપ્તવેશે દૂર દૂર ચાલ્યા જવાની ગોઠવણ કરી આપી.

રાજરોષની જવાળા માથે લઈ ફરતા કુમારપાળે અનેક સ્થળે આશ્રય લેતાં લેતાં દેશદેશાંતરમાં ભમવા માંડયું. વખતો વખત રાજ-સૈનિકોને હાથે પકડાતાં તે અણીની પળે મહામુસીબતે બચી જતો. અવંતીમાં તેને એક વૈશ્યકુટુંબે સારી મદદ કરી હતી. પણ પાટણના જાગૃત ચારો તેને શોધી પકડી લેવા એટલા બધા પ્રયાસો કરી રહ્યા હતા કે કયાંય પણ તે લાંબો વખત નિરાંતથી રહી શકયો નહિ.

કુમારપાળનો બાલસ્નેહી વિપ્રમિત્ર બોસરી (બંસીધર) તેના આ વસમા દિવસોમાં તેની સાથેજ રહેતો હતો. તે બંને માળવામાં હતા તે વિષે ગુપ્તચર મારફતે રાજમંત્રીને બાતમી મળી ગઇ. એટલે તે બાતમીને આધારે કુમારપાળને સપડાવવાની યોજના મંત્રીશ્વરે કરી દીધી.

કુમારપાળને આ વિષે ગુપ્ત ચેતવણી મલી જવાથી તે તથા બોસરી (બંસીધર) છૂપી રીતે માળવા છોડી એક ભોમિયા સાથે મહોબકપુરની, પર રાજ્યની હદમાં જવા નીકળી પડયા.

હવે આગળ વાંચો.

# અ · નુ · ક્ર · મ

## પ્રકરણ ૧ લું

## ભોમિયાની લીલા

વદ આઠમની અંધારી રાત હતી. ચંદ્રોદય થવાને હજી વાર હતી. અંધકારમાં છાયાવત દેખાતા ભોમિયાની પાછળ કુમારપાળ ધીમે પગલે, પણ ઝડપી ગતિથી ચાલતો હતો. જોતજોતામાં ગામથી તેઓ લગભગ પા કોસ જેટલે દૂર નીકળી ગયા. ત્યાં એક નાની નદી હતી. તે ઓળંગીને ભોમિયો પેલી પાર ચાલ્યો ગયો. કુમારપાળ અચકાઇને ઉભો રહ્યો. તે જ સ્થળે પોતે તેની પાછળ પાછળ નદી ઉતરે તો ભોમિયો પાણીના હલવાનો અવાજ સાંભળી ચેતી જાય, એમ માની કુમારપાળ નદી કાંઠે કાંઠે થોડે દૂર જઈ ધીમેથી નદી બીજે સ્થળે ઉતરીને સામે કાંઠે ગયો.

ભોમિયો નદી કાંઠે આવેલા એક ઝાડ તળે જઈને ઉભો રહ્યો. થોડીવાર રાહ જોઈને તેણે મોંમાં આંગળી નાંખી સીસોટી વગાડી. ફરી ફરી ત્રણ વાર સીસોટી વગાડી. ત્રીજી સીસોટીના જવાબમાં દૂરથી

તેવીજ સીસોટી ત્રણ વખત વાગી તે સાંભળી કુમારપાળ ચમકયો. થોડી જ વારમાં તેણે જોયું કે દૂર દૂર અંધકારમાંથી બે મનુષ્યાકૃતિઓ ઝડપથી તે તરફ આવી રહી હતી. કુમારપાળ લપાઈને ભોમિયો ઉભો હતો તે ઝાડના થડ પાછળ આવ્યો. બહુ જ કાળજીથી તે ગૂપચૂપ ઝાડ પર ચઢી જઈને ડાળીઓના ચોકમાં લપાઇને બેસી ગયો. એટલી ચાલાકીથી તેણે આ કામ કર્યું કે સામેથી આવતી મનુષ્યાકૃતિઓ તરફ ધ્યાનથી તાકી રહેલા ભોમિયાને કાંઇ જ ખબર પડી નહિ.

ધીમે ધીમે મનુષ્યાકૃતિઓ નજીક આવી એટલે ભોમિયો બોલ્યો: "સંકેત આપો કાકાર, મૂગા કેમ છો?"

"કુકકુટધ્વજનો જય!" આવનારા ધીમેથી બોલ્યા. પછી તેમાંના એકે હસીને ઉમેર્યું "બહુ અધીરો તું તો!"

"ધીરજ બધી વખત કામ નથી આવતી." ભોમિયો બોલી ઊઠયો.

"જો આ મહાદેવના મંત્રી ખુદ આવ્યા છે. તારે કહેવું હોય તે કહે એમને." આવનારાઓમાંથી એક માણસ બોલ્યો.

"ભલે બેસો, સૌને ગરજે જ આવવું પડે છે ને!" બેપરવાઇથી ભોમિયો બોલ્યો અને તે ભોંય બેઠો. આવનારા પણ નીચે બેસી ગયા.

"તારે જે કહેવું હોય તે હવે તેમને કહી દે એટલે નીકાલ થાય." મંત્રીની સાથેનો માણસ બોલ્યો.

"તેં નથી કહ્યું? તો મંત્રીને શ્રમ શા માટે આપ્યો?"

"મને એણે વાત કરી છે. પણ એટલી બધી મહત્ત્વાકાંક્ષા વધારે પડતી છે." મંત્રીએ ધીમેથી કહ્યું.

"વધારે પડતી છે એમ? તો મારી સેવાનો તમને સાચો

ખ્યાલ જ નથી. પ્રાકૃતમાં કહેતી છે ને કે ' પાડે ખાધું પરાળ, ન જાણે શેવુ કે ચરાળ ' એવી વાત તમે પણ કરો છો ! " ભોમિયો ઉતાવળે બોલી ઊઠયો.

" ધરણિધર, જરા ધીરો થા." મંત્રીના સાથીદારે ભોમિયાને કહ્યું. ભોમિયો બીજો કોઈ નહિ પણ ધરણિધર પોતે જ હતો.

" હવે કયાં સુધી ધીરા થવાય ? એ દિવસથી તમારા વચનની રાહ જોઉં છું અને કહો છો તેમ કર્યા કરું છું. આજે નીકાલ નહિ થાય તો હું કુમારપાળને કાલે સુખરૂપ નિર્ભયસ્થાને પહોંચાડી દઈશ " ધરણિધર બોલ્યો.

કુમારપાળ ઝાડ ઉપર બેઠો બેઠો ચીવટાઈથી આ વાર્તાલાપ સાંભળી રહ્યો હતો. ભોમિયાએ કેવી રીતે તેમને ફસાવ્યા હતા તે હવે તેના ખ્યાલમાં આવ્યું. શ્વાસોચ્છ્વાસને ઘૂંટતો તે ચૂપકીદીપૂર્વક આગળનો વાર્તાલાપ સાંભળી રહ્યો.

" એમ, આટલી બધી સ્પર્ધા ? મહારાજાધિરાજ સિદ્ધરાજદેવના અધિકારીઓને આથી તું ખુલ્લું આવ્હાન આપે છે તે ખ્યાલ છે ? " પેલો માણસ બોલ્યો.

" હું એમને માટે જે જે કરી રહ્યો છું, તેનો તેમને ખ્યાલ ન હોય તો મને એમની પરવા નથી." ભોમિયો તપીને બોલ્યો.

" ભાઈ, અમને બધો જ ખ્યાલ છે. શાંતિથી કહે, તારે આ સેવાના બદલામાં શું જોઈએ છે ? વિચાર કરીને યોગ્ય બદલો માગી લે." મંત્રીએ કહ્યું.

" મંત્રીજી ! જુઓ મને માલવમંડળમાંથી દશ ગામની જાગીર મળવી જોઈએ. મારી આ વખતની રાજસેવા જોતાં એ બહુ મોટી માગણી નથી."

"દશ ગામ ? મહારાજા એવી મોટી બક્ષીસ ભાગ્યેજ આજકાલ કોઇને આપે છે. એ તો ગજા ઉપરની વાત થઈ કહેવાય." મંત્રી મોં મલકાવીને બોલ્યો.

"સાંભળો મંત્રીજી ! મને એકવાર સાંભળી લ્યો !" ભોમિયો બોલ્યો, "મહારાજાધિરાજ સિદ્ધરાજદેવનાં મોટા મોટા અધિકારીઓ આજ લાંબા સમયથી કુમારપાળનો પત્તો પાડવામાં નિષ્ફળ ગયા હતા, તે કામ મેં કરી આપ્યું છે એ મારી પહેલી મહત્ત્વની સેવા છે. તે પછી ગુપ્ત રીતે ઉજ્જેનથી ભાગી જતા કુમારપાળને પણ મેંજ ફસાવ્યો છે. તેને માટે મારે મહોબકથી આવતા ભોમિયાને કેદ કરી તેની પાસેનો પત્ર પડાવી લઇ, મહોબકપુરના પ્રતિષ્ઠિત આગેવાનનો ગુન્હો કરવો પડયો છે. તદુપરાંત આજ ત્રણ દિવસથી હું જીવના જોખમે એ લોકોને અંધારામાં રાખીને માળવાની હદમાં જ ફેરવી રહ્યો છું. હજી વળી તેમને તમે કહો ત્યાં દોરી લાવવા બંધાઉ છું. આટલી બધી મહત્ત્વની સેવાઓ એક જ વ્યક્તિને હાથે થાય અને એની કદર ન થાય તો પછી એવી સેવાઓ કરવા ફરી કોણ તૈયાર થશે ? વળી સાંભળો, માલવવિગ્રહમાં પણ મેં અણહિલપુરનરેશની ઘણી સેવા કરી છે. તે છતાં હું વંશપરંપરાનો વેતનભોગી પણ નથી બન્યો. મને અવારનવાર છુટક વેતન મલ્યું છે તેમાં જ મેં આજપર્યંત સંતોષ માન્યો છે. પણ આ પ્રસંગ જુદો છે. ભાવિ ગુર્જરેશ્વર થવા સરજાયેલા કુમારપાળ કે જેમને ભલભલા શોધી કાઢી શક્યા નથી તેમને મેં હથેળીમાં ધરી તમારી આગળ રજૂ કર્યા છે. એનો બદલો તો મને યથાર્થ સ્વરૂપે મળવો જ જોઇએ." ભોમિયાએ પોતાની સેવાઓનો વિગતવાર ખ્યાલ આપ્યો.

"તમારી સેવાઓ મહત્ત્વની છે, અને તેથી મહારાજા તરફથી તમારી યોગ્ય કદર થશે એમાં શંકા નથી. પણ તમે કહો છો તેવી

રીતે વચન આપવા અમને અધિકાર નથી. કારણ એ તો મહારાજાની ખુદની ઇચ્છાની વાત રહી." મંત્રીએ શાંતિથી જવાબ આપ્યો.

"તમે *મહાદેવ સેનાપતિની વતી મને વચન આપો કે મારી આ સેવાની કદર થાય તે માટે મારી રૂબરૂ તેઓ મહામંત્રીને આ વિષે ભલામણ કરશે. દશ નહિ તો પાંચ ગામ તો મળવાં જ જોઇએ." ધરણિધરે વ્યવહારું બનવા પ્રયાસ કર્યો.

"હું સેનાપતિજીને તમારી ભલામણ અવશ્ય કરીશ. તમારી ઘટતી કદર જરૂર થશે. હા, એટલું ખરું કે ગામોની બક્ષીસ એ અમારા કે મંત્રીશ્વરના કોઈના હાથની વાત નથી." મહાદેવના મંત્રીએ આશ્વાસન આપ્યું.

"ત્યારે તમે મારી સેવાનો લાભ મફતમાંજ ઊઠાવી જવા માગો છો! જુઓ, દ્રવ્યને માટે હું આ નથી કરતો. વંશપરંપરાની જમીન જાગીરના લોભથી જ હું આ રાજહત્યાના ભીષણ કામમાં મારું બ્રાહ્મણત્વ છોડીને સામેલ થયો છું." ધરણિધરે કંઈક નિરાશ થતાં કહ્યું.

"જુઓ, મહારાજા સિદ્ધરાજના અધિકારીઓ ધારે તે વખતે કુમારપાળને પકડી શકે તેમ છે. તેમના હાથ કેટલા લાંબા છે તે તમે......" મંત્રીએ કહેવા માંડ્યું.

"એમના હાથ સરસ્વતી ઓળંગી સામે કાંઠે પહોંચે એટલા પણ લાંબા નથી. જો વધુ લાંબા હોત તો આટલા દહાડા કુમારપાળને તેઓ પકડી ન શકયા હોત?" ધરણિધર હસ્યો.

"ભૂદેવ! મારી વાત પુરી સાંભળો!" શાંતિથી મંત્રીએ કહ્યું.

*મહાદેવ નવા જીતાયેલા માલવમંડળના સિદ્ધરાજે નિમેલા વરિષ્ઠ અધિકારી અને સેનાધ્યક્ષ હતા.

"હું મહારાજાનાં વખાણ કરવા નથી માગતો. હું એમ કહું છું કે કુમારપાળનો ગમે તે વખતે વધ કરવો હોય તો અમને હાલ એ કાર્ય અસાધ્ય નથી. પણ મહામંત્રીની ઇચ્છા એવી છે કે એને પરભારે માર્ગમાં જ પૂરો કરાવી દેવો. તે માટે હજી અમારે તમારી સહાયની જરૂર પડશે."

"સહાય તો લેશો જ, માત્ર ગુમડું ફાટયા પછી વૈદ વેરી થશે." ભોમિયો હસ્યો.

"એવું તે હોય?" મંત્રીએ કહ્યું. "તમારે એ લોકોને કાલે મધ્યાહ્ન સમયે પુષ્પા નદી ઓળંગાવી તેની સામે પાર એક કોશ દૂર ઊંડાં કોતર આવે છે ત્યાં દોરી લાવવા પડશે. પછી અમે અમારું કામ સંભાળી લઈશું."

"એટલે તમારો મનસૂબો શું છે, તે નહિ કહો?" ભોમિયો ઉત્કંઠ સ્વરે બોલ્યો.

"એમાં કહેવા જેવું શું છે? સમજી જ લેવાનું." મંત્રીએ સ્મિત કર્યું.

"ભલે, પણ મારી સેવાની કદર કરાવવામાં હું તમને જામીન ગણીશ."

"હું મારાથી બનતું બધું કરીશ ભૂદેવ!" મંત્રીએ આશ્વાસન આપ્યું.

"બનતું કરીશ!" અવજ્ઞાથી નીચી નજરે ભોમિયો ચીપીને બોલી ઊઠયો.

થોડીવાર કોઈ કંઇ બોલ્યું નહિ. જરા વારે મંત્રીનો સાથીદાર બોલ્યો: "કુમારપાળનો સાથીદાર આ તરફનો માહિતગાર છે. માટે તે પુષ્પા નદી ઓળંગતાં આનાકાની કરે તો કહેવાનું કે, પુષ્પાની આ પાળે આગળ માલવસેના મુકામ નાંખી પડેલી છે માટે સામી પાળે જઈ થોડા આગળ વધીને આડકતરા માર્ગે જવું પડશે."

"હા, ગમે તે રીતે તેમને સંશય ન થાય તે રીતે પુષ્પા ઉતારી સામી પાળે નિર્ણિત સ્થળે લાવવા જોઇએ." મંત્રીએ પોતાના સાથીની સૂચનાને પુષ્ટિ આપી.

"માર્ગમાં ગમે ત્યાં કાર્ય સિદ્ધ કરવામાં શું હરકત છે?" ભોમિયાએ પૂછ્યું. પુષ્પા નદી ઓળંગવાની ભાંજગડમાં ન પડવું પડે તો સારું એમ માની તેણે પૂછ્યું.

"મંત્રીશ્વરની આજ્ઞા એવી છે. જે સ્થળ આપણે નિર્ણીત કર્યું છે તે પરહદનું છે. અને પરહદમાં આ કાર્ય સાધવા આદેશ થયેલો છે. માટે હોંશિયારીથી નિર્ણીત સમયે જ તેમને ત્યાં દોરી લાવજો." મંત્રીએ વિના સંકોચ ભોમિયાને ખરું રહસ્ય સમજાવ્યું.

"સારું, તે પ્રમાણે જ થશે." ભોમિયો બોલી ઊઠયો.

"તો હવે અમે જઈએ છીએ. પુષ્પાની આ પાળે એ લોકો છુટા પડી ચાલ્યા ન જાય તે ખાસ જોજો." ઊઠવાની તૈયારી કરતાં મંત્રી બોલ્યો.

"પણ જરા થોભો! એક વાત રહી ગઈ." એકાએક ભોમિયો બોલી ઊઠયો.

"હવે શી વાત છે વળી?" મંત્રીનો સાથી હસ્યો.

"તમને બીનમહત્ત્વની પણ મને પોતાને મહત્ત્વની લાગતી એક વાતનો ખુલાસો કરવાનો છે."

"કહો, જલદી કહો. રાત બહુ ગઈ છે." મંત્રીએ કહ્યું.

"તમારે કુમારપાળનો જ વધ કરવાનો છે ને?" ધરણિધરે પૂછ્યું.

"હા, એ વળી શા માટે પૂછવું પડે છે?" મંત્રી બોલ્યો.

"એના સાથીદારનો વાળ વાંકો થવો ન જોઇએ." ધરણિધર બોલ્યો.

"એમ છે ભાઇ, કે ઝપાઝપી થાય અને એ વચ્ચે પડે તો શું થાય ?" મંત્રીના સાથીએ મુશ્કેલી બતાવી.

"એ હું ન જાણું. એનો વાંકો વાળ થશે તો હું હથિયાર ઉપાડીશ." મક્કમ સ્વરે ધરણિધર બોલ્યો; અને જવાબની અપેક્ષાથી મંત્રી ભણી તાકી રહ્યો.

"આ વળી નવી મુશ્કેલી !" મંત્રી અકળાઇને બોલ્યો અને પોતાના સાથી તરફ તાકી રહ્યો.

"એને માટે તને આટલી બધી લાગણી શાને થાય છે ધરણિધર !" મંત્રીના જોડીદારે ભોમિયાને પૂછ્યું.

"કારણ વગર તો નહિ જ થતી હોય."

"પણ તે અમને કહેવામાં કંઈ વાંધો છે ?" સાથીએ ફરી પૂછ્યું.

"એક તો એ કે એ બ્રાહ્મણ છે અને એના ઘાતથી મને બ્રહ્મહત્યા લાગે." ધરણિધર શાન્ત સ્વરે બોલ્યો.

કુમારપાળ આશ્ચર્યપૂર્વક ભોમિયાનો આ વિચિત્ર પ્રસ્તાવ સાંભળી રહ્યો હતો. નિષ્ઠુર ભોમિયો બોસરી માટે આટલી બધી લાગણી બતાવતો હતો એ તેને વિચિત્ર અને રહસ્યમય લાગ્યું.

"વાહ વાહ ! ધરણિધર, તું પણ ખરો છે ! બ્રહ્મહત્યાથી આમ ડરતાં ક્યારે શીખ્યો ?" મંત્રીનો જોડીદાર હસી પડ્યો.

"થોડા દહાડાથી જ શીખ્યો છું. રાજહત્યા ઉપર બ્રહ્મહત્યાનો

સુવર્ણકળશ ચઢાવવાની મારી ઈચ્છા નથી." શુષ્ક સ્વરે ધરણિધર બોલ્યો.

"બીજાં કંઈ કારણો તો નથીને?" મંત્રીએ પૂછ્યું.

"છે, પણ તમારે તે જાણવાની જરૂર નથી. એ બ્રાહ્મણ જુવાન મારો સ્વજન છે." ધરણિધર બોલ્યો.

મંત્રી અને તેનો સાથી ચૂપ રહ્યા. ધરણિધર ફરી બોલ્યો: "તમે એને બચાવવાનું વચન આપો તો જ હું આ કાર્ય સાધવા તત્પર થઈશ."

"ભલે, તેમ થશે. પણ તું એને ખરી વખતે સાચવી લેજે." મંત્રીએ જરા વિચાર કરી ધરણિધરને કહ્યું.

"તો બસ, હવે જઈએ." ધરણિધર ઉભો થયો અને મંત્રી તથા તેનો સાથી પણ ઉભા થયા અને આવ્યા હતા તે જ દિશામાં ચાલતા થયા.

## પ્રકરણ ૨ જું

### સામુદ્રિકજ્ઞાન અને સ્વરોદય

ધરણિંધર હવે દ્રુત પગલે મુકામ તરફ પાછો વળ્યો. તે જરા દૂર ગયો એટલે કુમારપાળ ઝટપટ ઝાડ ઉપરથી નીચે ઉતરી આવ્યો. વિશ્વાસઘાતી ભોમિયાને ત્યાંજ ઠાર કરવાનો વિચાર તેના મનમાં આવ્યો. પણ તે જરા અચકાયો. તેની બૂમાબૂમથી કદાચ તેના પેલા સાથીદારો પાછા દોડી આવે એ બીતિ હતી. આથી તે વિચારવિવશ પદે તેની પાછળ પાછળ મુકામ તરફ ચાલવા લાગ્યો. આત્મરક્ષણ કેવી રીતે કરવું તેનાજ વિચારો તેને એ વખતે ઘેરી રહ્યા હતા.

પોતાને મળેલી આ ગુપ્ત માહિતીનો સારામાંસારો ઉપયોગ કયી રીતે થાય તેનો કુમારપાળ વિચાર કરી રહ્યો હતો. ધર્મશાળામાં ભોમિયો પહેલો પહોંચી જશે તો પોતાની પથારી ખાલી જોઈ ચેતી જશે, એ ભય કુમારપાળને મૂઝવી રહ્યો. તેવામાં થોડે આગળ જતાં ભોમિયો એક ઝાડ તળે લઘુશંકા કરવા બેઠો. તે લાગ જોઈ કુમારપાળે

આડકતરો માર્ગ લઇ તેની પહેલાં ધર્મશાળામાં પહોંચી જવા દોટ મૂકી. ભોમિયો લઘુશંકા કરી માર્ગે પડે તે પહેલાં તો કુમારપાળ ચકાવો લઈને ક્યાંય આગળ નીકળી ગયો હતો.

ધર્મશાળાના મુખ્ય દ્વાર તરફ ન જતાં કુમારપાળ પાછળના ભાગમાં પહોંચી ગયો અને નીચી વરંડી કૂદીને અંદર દાખલ થયો. ભોમિયાને આવવાની હજી વાર હતી. એટલે તે ગૂપચૂપ પથારીમાં પડીને નસકોરાં બોલાવતા બંસીધરને તે કાર્યમાં સાથ આપવા લાગ્યો. ભોમિયો થોડીવારે આવ્યો અને બધું શાંત જોઈ ધીમેથી પોતાની પથારીમાં સરકીને સૂઈ ગયો.

કુમારપાળ તે જોતો હતો. હવે તેને ઉંઘ આવે એ શકય ન હતું. આવતી કાલે માથે મરણ ત્રાટકી પડવાનું હતું તે જાણ્યા પછી તેને ઉંઘ ક્યાંથી આવે? ભાવિ સંકટની આગાહી જાણ્યા પછી માનવીની વર્તમાન સુખશાંતિ નષ્ટ થાય છે. આથી ઇશ્વરે માનવીને પોતાના ભવિષ્યની ઘટનાઓથી અજ્ઞાત રાખેલો છે, એ તેની એક મોટી કૃપા છે. ભૂતનું વિસ્મરણ અને ભાવિનું અજ્ઞાન એ ખરી રીતે માનવની અપૂર્ણતાઓ નથી, પણ ઇશ્વરની મહાન બક્ષીસો છે. ભૂતનું વિસ્મરણ અનેક ગત જખમોને રૂઝાવી વર્તમાનને આનંદદાયક બનાવે છે. તેવીજ રીતે ભાવિનું અજ્ઞાન આગળ ઉપર આવનારી સંકટોની છાયાથી વર્તમાન સુખશાંતિને ઘેરાવા દેતું નથી.

કુમારપાળ કયી રીતે આવતીકાલની આફતમાંથી છટકવું તેનો વિચાર કરી રહ્યો હતો. ભોમિયાને થાપ આપી અહીંથી છટકવું સહેલું ન હતું. કારણ નાઠા પછી પગલુ પારખીને કેડો લઈ તે લોકો ઝટ પકડી શકે તેમ હતું. થોડી વારે તેને એક ખ્યાલ આવ્યો. માળવાની હદમાં તેનો વધ ન કરવા રાજ્યના અધિકારીઓએ નિર્ણય કર્યો હતો. વધ માટેનું સંકેતસ્થાન નક્કી થઈ ગયું હતું અને તે

પરહદનું સ્થાન હતું. પોતે કંઈ યુક્તિથી તે સ્થાને ન જાય અને ભોમિયાને મ્હાત કરી, અગર વશ કરી મહોબકપુર જે પુષ્પા નદીથી નજીક હોવું જોઈએ ત્યાં ચાલ્યો જાય તો તાત્કાળીક આફતમાંથી બચી શકે.

બોસરી માટે ભોમિયો કેમ એટલી લાગણી બતાવતો હતો તે હજી કુમારપાળને સમજાયું ન હતું. બોસરી એ ભોમિયાનો સ્વજન શી રીતે થયો, એ પ્રશ્ન કુમારપાળને મૂઝવી રહ્યો. બોસરીને આ વાત પૂછવા તેને મન થયું. પણ એવી ગૂપસૂપ કરવાથી ભોમિયો વહેમાઇ જાય. તેથી કુમારપાળે તેને કાંઈજ ન પૂછવાનું નક્કી કર્યું. બોસરી માટે તેના મનમાં એક બે વાર કુશંકા આવી ગઈ. પણ તેનો સ્નેહ અને સેવાઓ જોતાં તે શંકા ટકી ન શકી. તેણે હવે ભાવિ ઉપર વિશ્વાસ રાખી ઈશ્વર જે માર્ગ સૂઝાડે તે માર્ગ અનુસરવા નક્કી કર્યું.

સવારે ભોમિયો વહેલો ઊઠી તૈયાર થઈ ગયો હતો. આજે તે રોજ કરતાં વધુ પ્રફુલ્લ હોય એમ કુમારપાળને લાગ્યું. પ્રાતઃકર્મ ઝડપથી પતાવી કુમારપાળ અને બોસરી પણ તૈયાર થઈ ગયા. સૂર્યોદય થતામાં તેઓ માર્ગે પડ્યા.

"આજે સાંજે મહોબકપુર પહોંચી જવાશે." ભોમિયાએ કહ્યું.

"કયે માર્ગે થઇને જઈશું ?" બોસરીએ પૂછ્યું.

"આપણે વળી નિર્ણીત માર્ગ જ કયાં છે ? જે માર્ગ સલામત હશે તે માર્ગે આપણે જઈશું." ભોમિયાએ વાત ઉડાવી.

કુમારપાળે માર્ગમાં બોસરી સાથે મંત્રણા કરવા એક બે વાર વિચાર કર્યો, પણ અનુકૂળ તક ન મળી. ભોમિયો તેમની સાથે ને સાથે જ ચાલતો હતો. એટલે કુમારપાળ પોતાના મનથી જ બચાવના માર્ગો વિચારી રહ્યો.

ભોમિયો બહુ વાતોડિયો હતો. એટલે કુમારપાળે તેની સાથે વાતો કરવા માંડી. વખતે એ વાતોથી તેના હાર્દ અને યોજના ઉપર કંઈ વધુ પ્રકાશ પડે એવી કુમારપાળને આશા હતી. વાતમાં ને વાતમાં જ્યોતિષની વાત નીકળી. ભોમિયો બોલી ઊઠયો: "હું સામુદ્રિક અને હસ્તરેખાનું સારું જ્ઞાન ધરાવું છું. ચંદ્રશેખરદાદાની કૃપાથી એ હું શીખી શકયો છું."

"વાહ! ત્યારે તમે તો જ્યોતિષી છો!" કુમારપાળે આશ્ચર્ય બતાવ્યું.

"હા, બ્રાહ્મણ માટે એ નવાઈની વાત તો નથી જ."

"તો મારો હાથ જોશો ભૂદેવ?" કુમારપાળે પૂછ્યું.

"હા, લાવો." કહી કુમારપાળની નજીક આવી તેનો હાથ જોતાં ધીમે ધીમે ચાલતાં ભોમિયો કહેવા લાગ્યો :

"આ ઉર્ધ્વરેખા ભવ્ય છે. આપ કોઈ સિદ્ધ કે ચક્રવર્તી થશો."

ઓસરી અવજ્ઞાથી હસતો હસતો પાછળ ચાલ્યો આવતો હતો. તેના તરફ નજર કરી લઈ કુમારપાળે ભોમિયાને પૂછ્યું : "પછી?"

"પછી, આપના હાથમાં અનેક રાજચિન્હો છે. અહો! દરેક આંગળા ઉપર ચક્ર છે! અહીં આ પદ્મ અને ત્રિશૂળ છે! આપની રેખાઓ બહુ સમર્થ છે." પ્રશંસાપૂર્વક ભોમિયો બોલી રહ્યો.

"વાહ, ત્યારે તો હું રાજા થતાં તમને યોગ્ય બદલો જરૂર આપવાનો." કુમારપાળ વિનોદમાં બોલ્યો.

"મહારાજ! એ વખતે તો સૌ ભૂલી જાય છે." ભોમિયો બોલી ઊઠયો.

"તમને હું શી રીતે ભૂલીશ? તમે મારે માટે જે શ્રમ લ્યો છો તે મારી ધ્યાન બહાર નથી." કુમારપાળ બોલી ઊઠ્યો.

આ સાંભળી જરા ચમકીને ભોમિયો કુમારપાળ તરફ ત્રાંસી નજરે જોવા લાગ્યો. કુમારપાળ પણ તેના મોંના ભાવ અવલોકી રહ્યો હતો. થોડીવાર રહીને તેણે પૂછ્યું: "તો મને હાલ આ દુઃખ કેમ પડે છે?"

કુમારપાળ તરફ એક દ્રષ્ટિપાત કરી તેનો હાથ પુનઃ હાથમાં લેતાં ધરણિધર બોલ્યો: "તમારી રેખાઓ ઉપરથી એમ લાગે છે કે તમારી જન્મકુંડળીમાં રિપુસ્થાન નિર્બળ ગ્રહોવાળું હોવું જોઇએ."

"વાહ, તમે તો રેખાઓ ઉપરથી કુંડળી પણ ઉપજાવી શકો એવું સચોટ જ્ઞાન ધરાવો છો!" રમૂજમાં બંસીધર બોલી ઊઠયો.

"સાધારણ જાણું છું ભાઈ, શાસ્ત્રીજીની કૃપા છે માત્ર. બાકી હું કંઈ પદ્ધતિસર એ શાસ્ત્ર શીખ્યો નથી." ભોમિયો બંસીધર તરફ જોઈ બોલ્યો.

"સામુદ્રિક અને જ્યોતિષ બંનેનું સારૂં જ્ઞાન હોય તે એ પ્રમાણે એક વિષય પરથી બીજામાં જઈ શકે છે." ગંભીરપણે કુમારપાળ બોલ્યો.

"એ તો આપની કુંડલી હાજર નથી નહિ તો હું આપને એ વિષયમાં ખાત્રી કરી આપત." ધરણિધર બોલ્યો.

"ઠીક, રિપુસ્થાનની વાત ખરી જ હશે. પછી બીજું કંઈ કહી શકો છો?" જીજ્ઞાસાનો ભાવ દર્શાવી કુમારપાળે પંજો ફરી ધરણિધર તરફ ધર્યો.

"આપની ઉપર હજી આફતો આવશે. અને એક મોટી ઘાત છે." ધરણિધર હાથ તરફ નજર રાખી બોલ્યો.

"ક્યારે ઘાત છે તે કહી શકશો? જૈન જ્યોતિષીઓ તો સ્વરોદય વડે ચોક્કસપણે ઘણી વાતો કહી શકે છે." કુમારપાળે કહ્યું.

બોસરી સંપૂર્ણ અવજ્ઞાથી ગૂપચૂપ પાછળ ચાલતો હતો. તેણે માન્યું કે કુમારપાળ માર્ગમાં સમય વ્યતીત કરવા નિરર્થક ગમ્મત કરે છે. તેથી તે કંઈ જ બોલ્યો નહિ.

" મને પણ સ્વરોદયનું થોડું જ્ઞાન છે." ગર્વથી ભોમિયો બોલ્યો.

"તો ઘાત ક્યારે છે તે કહો જોઈએ ભૂદેવ?" કુમારપાળે પૂછ્યું.

ધરણિધરે તુરત જ સ્થિર દ્રષ્ટિ કરી, હાથનાં આંગળાં નાસિકા આગળ ધરી સ્વર જોઇ લીધો. પછી તે બોલ્યોઃ "તમારી કયી નાડી ચાલે છે મહારાજ, અત્યારે?"

"જમણી નાડી ચાલે છે." કુમારપાળે નાકે આંગળાં ધરી જવાબ આપ્યો.

"તો જુઓ, આજે અગર કાલે એ ઘાત છે. માટે ચેતીને ચાલવા જેવું છે." ધરણિધર દૃઢ સ્વરે બોલ્યો.

"શી વાત કહો છો ભૂદેવ! આજકાલમાં?" કુમારપાળે આશ્ચર્ય બતાવ્યું.

"હા, સાક્ષાત બ્રહ્મદેવ પણ તે વાત આઘી ઠેલી શકશે નહિ. માત્ર જો પુરુષાર્થ કરશો તો જીવરક્ષા થઈ જશે." ધરણિધરે વધુ મક્કમપણે કહ્યું.

"ભૂદેવ!" કુમારપાળે નાક આગળ આંગળાં ધરી સ્વર જોઈ

કહ્યું: "હું જૈન યતિઓ પાસે સ્વરોદય શીખ્યો છું. તેના જ્ઞાનં વડે કહું છું કે મારી આફત કાલ રાતે ટળી ગઈ. ગ્રહો પણ તેજ વખતે બદલાઈ ગયા છે."

ધરણિધર સાશંક નયને કુમારપાળને તાકી રહ્યો. "મેં સાચી જ વાત કહી છે." એટલું માત્ર તે બોલ્યો અને પછી ચૂપ થઇ ગયો.

## પ્રકરણ ૩ જું

### પુષ્પાને કાંઠે

થોડી વાર સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. છુપી રીતે કુમારપાળ વારંવાર ધરણિધર તરફ જોઈ લેતો અને ધરણિધર પણ કુમારપાળના મુખ પરના ભાવ છુપી રીતે વાંચી લેવા મથી રહ્યો હતો. માણસનું મુખ એ મહા કિતાબ છે. હૃદયના ભાવો ત્યાં લિપીબદ્ધ થાય છે. કુશળ લીપીજ્ઞાતા હોય તે એ ભાવો વાંચી શકે છે.

બંસીધર તેના બંને સાથીદારોની બાલીશતા ભરી વાતો તરફ પ્રથમથી અવજ્ઞા સેવી રહ્યો હતો. એટલે તે નિર્વિકાર મને ચાલ્યો જતો હતો. તેના મનમાં થાક અને કંટાળાના વિચારો સિવાય તે વખતે બીજા કોઈજ વિચારો ન હતા. શાંતિથી ત્રણે જણા આગળ ચાલ્યા જતા હતા. તેવામાં છેવટે કુમારપાળે કહ્યું : "કોણ સાચુ પડે છે તે આપણે જોઈશું."

ધરણિધર મૂક નજરે કુમારપાળ તરફ જોઈ રહ્યો. તે કંઈજ

બોલી ન શક્યો. અત્યાર પહેલાં તેણે જીભને ખૂબ છુટી મૂકી હતી તેથી પસ્તાઇને પ્રાયશ્ચિત કરવું યોગ્ય માની જાણે તે મૂગો રહ્યા હતો. તેના મનમાં અનેક વિચારો ચાલી રહ્યા હતા. સામસામા વિચારો આવી તેના મનમાં ખેંચતાણ અને દ્વન્દ્વ ચલાવી રહ્યા હતા. હવે કુમારપાળને બદલે ધરણિધર વારંવાર બંસીધર તરફ પણ જોવા લાગ્યો હતો. એકવાર તેણે બંસીધર તરફ ભાવભરી નજરે જોયું અને તે છુપો નિશ્વાસ નાંખી મ્લાન બની ગયો.

"આ કયી નદી આવી સામે?" થોડીવારે બંસીધરનો અવાજ સંભળાયો.

"એ, એ પુષ્પા નદી છે." ઉંઘમાંથી જાગતો હોય તેમ ધરણિધર બોલ્યો. ઉંઘના ઘેન કરતાં વિચારોનું ઘેન કોઇ રીતે ઉતરે તેવું નથી હોતું. ઉંઘના શાંત ઘેન કરતાં તે વધુ દાહક હોય છે. ધરણિધરના અંતરમાં પણ અત્યારે ભારે દાહ થઇ રહ્યો હતો.

"ત્યારે તો આપણે મહોબકપુરથી બહુ નજીક આવી લાગ્યા છીએ" બંસીધર બોલી ઊઠયો અને કુમારપાળ તરફ જોઈ રહ્યો

"આ માર્ગનો તું માહિતગાર છે ખરો?" કુમારપાળે તેને પૂછ્યું.

"હા, અર્ધી પુષ્પા તો મેં ડહોળી નાંખી છે" બંસીધર બોલ્યો.

ધરણિધર આ વાતચીત વ્યગ્ર બનીને સાંભળી રહ્યો હતો. તે કુમારપાળ તરફ બહુજ ધ્યાનથી જોઇ રહ્યો હતો. પણ કુમારપાળે તેના તરફ નજર કરી તેવીજ તેણે નજર બીજી તરફ ફેરવી લીધી.

નદી કીનારે પહોંચી સૌએ જળપાન કર્યું. પછી ધરણિધર નદી ઉતરવા તૈયાર થયો તે જોઇ બંસીધરે પૂછ્યું: "આપણે શું નદી ઉતરવાની છે?"

"હા, સામે પાર જવું જ પડશે." શાંત સ્વરે ધરણિધર બોલ્યો.

"શા માટે? મહોબકપુર નદીને આ કાંઠે છે અને અહીંથી નજીક પણ છે." બોસરીએ કહ્યું.

"હા, પણ એ નજીકના માર્ગે જવું હાલ સલામત નથી." ભોમિયો બોલ્યો.

"કેમ સલામત નથી?" કુમારપાળે હવે ભોમિયાને પ્રશ્ન કર્યો.

"એ તરફ માર્ગમાં માલવસેના મુકામ નાંખી પડી છે. એટલે તે માર્ગે આપણે જવું ઉચિત નથી."

કુમારપાળ આ સાંભળી મનમાં હસ્યો. ધરણિધર ગઈ રાતે શીખેલો મંત્ર પોપટની પેઠે પઢી રહ્યો હતો તે જોઇ તેને મનમાં જ હસવું આવ્યું. પણ આ સમય હસવાનો ન હતો. તેણે અત્યાર પહેલાં નિર્ણય કરી નાંખ્યો હતો. એટલે તે મક્કમ સ્વરે બોલ્યો: "નહિ આપણે તેજ માર્ગે જવું છે. ભલે સેનાનો મુકામ રહ્યો."

ધરણિધર તથા બંસીધર બંને વિસ્મયથી કુમારપાળને તાકી રહ્યા. ધરણિધરના વિસ્મયમાં ભય તથા શંકા ભળેલી હતી. તે ધીમથી બોલ્યો:

"પણ ભયના મુખમાં જાણી જોઇને જવાની શી જરૂર છે વારું?"

"એની ચિંતા તમારે કરવાની જરૂર નથી." દ્રઢતાથી કુમારપાળ બોલ્યો. તેના મુખ પરના કઠોર ભાવ જોતાં ધરણીધર ચોંકી ગયો હતો, છતાં તે ફરી બોલ્યો: "ઘડી પહેલાં જે ઘાતની મેં આપને આગાહી કરેલી છે તે એકદમ ભૂલી જ જશો?"

"ના, પણ મેં કહ્યું છે ને કે મારી ઘાત તો ચાલી ગઈ છે. હું તેની તમને ખાત્રી કરાવવા માગુ છું." કુમારપાળ સ્મિત કરી બોલ્યો.

"તમે મને બનાવો છો મહારાજ ! મને શાસ્ત્રીજી મારી નાંખશે." નરમાશથી ધરણિધર બોલ્યો.

"ભલે મારી નાંખે, મારે પોતાને જીવવું છે તો." કુમારપાળ બોલ્યો.

"મહારાજ, આવી જક્ક શા માટે કરો છો ?" બંસીધર હવે વચમાં જ બોલી ઊઠ્યો.

"બોસરી તું ચૂપ રહે, તું એને નથી ઓળખતો." કુમારપાળ કઠોર સ્વરે બોલ્યો અને ભોમિયાને તાકી રહ્યો.

"મહારાજ! મારો અવિશ્વાસ !" નમ્ર થઈ પડી જતા સ્વરે ભોમિયો બોલ્યો.

"સત્તરવાર અવિશ્વાસ! ગઈ રાતે મેં તને પેલી અજાણી નદીના તીરે ઓળખી લીધો છે." કુમારપાળ કમરમાંથી કટાર ખેંચી કાઢતાં બોલ્યો.

ભોમિયાની આંખે એકાએક ચક્કર આવ્યાં અને તે વૃક્ષની પેઠે ફસડાઈ પડ્યો. "બોસરી એને પકડવાનો છે, આમ આવી જા, એ નાસે નહિ!" ભોમિયાને ઘેરી લેવા માટે બંને જણુ આગળ વધ્યા. પણુ તેમણે જોયું કે ભોમિયો બેશુદ્ધ બની ગયો હતો.

"આજ સ્થિતિમાં એ વિશ્વાસઘાતીનું માથુ ઉડાવી દેવાની જરૂર છે." રોષથી તેના તરફ નજર કરતાં કુમારપાળ બોલ્યો.

"ના, ના. એ બ્રાહ્મણ છે મહારાજ! એને ક્ષમા કરવી

જોઈએ." બંસીધરે કુમારપાળને શાંત કર્યો. કુમારપાળે તેને સંક્ષેપમાં ભોમિયાના વિશ્વાસઘાતની વાત કહી સંભળાવી. તે સાંભળી બંસીધર ચમકી ઊઠયો, પણ પછી સ્વસ્થ થઈને તે બોલ્યોઃ "ગમે તેમ, ઈશ્વરે આપણને બચાવ્યા છે માટે એનો વધ ન કરતાં એના હાથપગ બાંધી દઈ એને સામેની વૃક્ષઘટામાં ફેંકીને આપણે હવે ઝટપટ મહોબકને માર્ગે પડીએ."

"અહિંથી મહોબક કેટલુ દૂર છે હવે?" કુમારપાળે પૂછ્યું.

"છ સાત કોશ દૂર હશે." બંસીધરે જવાબ આપ્યો. પછી તે બંને ઝટપટ ધરણિધરને ઉપાડીને સામેની વૃક્ષઘટામાં લઈ ગયા. ત્યાં એની પાઘડી તથા ખેસ વડે તેના હાથ તથા પગ બાંધીને તેઓ ચાલતા થયા.

થોડે સુધી બંને મિત્રો ગૂપચૂપ ઝડપથી ચાલતા રહ્યા. પછી કુમારપાળે પૂછ્યુંઃ "બોસરી, એ ભોમિયાનું નામ ધરણિધર છે. તેને તું ઓળખે છે?"

"ના, મહારાજ! હું એને કયાંથી ઓળખુ?" આશ્ચર્યથી બંસીધરે પૂછ્યુંઃ "તો એ તને ઓળખે છે. એના કહેવા પ્રમાણે તું એનો સ્વજન છે. અને તેથી તારો જીવ બચાવવા એણે મહાદેવના મંત્રી પાસે ગઈ રાત્રે વચન પણ લીધું હતું." કુમારપાળે હવે આ વાત બોસરીને જણાવી.

"નવાઇની વાત કહેવાય. મારા કુટુંબમાં તો કોઈ આવો પુરુષ નથી." વિચારવશ બની બોસરી બોલી ઊઠયો.

"મારો સંકલ્પ તો પ્રથમથી એવો હતો કે, એને પુષ્પાને તીરે મારીને નદીમાં પધરાવી દઇ, પછી આપણે મહોબકપુર તરફ નાસવું." કુમારપાળે કહ્યું.

“ના, પણ બ્રાહ્મણને અવધ્ય ગણવો જોઈએ.”

“એણે તને અવધ્ય ગણ્યો અને તું એને એવીજ રીતે અવધ્ય ગણે છે. એનું કારણ મને નથી સમજાતું.” કુમારપાળ હસ્યો.

“બ્રાહ્મણ પ્રત્યે બ્રાહ્મણનો એટલો સદ્‌ભાવ ન હોય મહારાજ ?”

“કે પછી બંને જણ એકજ સ્વામીના સેવક છો ?” કુમારપાળ હસ્યો.

બોલતાં બોલી ગયો તો ખરો પણ કુમારપાળ પછી મનમાં ને મનમાં પસ્તાવા લાગ્યો. બંસીધરને ખોટું લાગશે એમ માની તેની તરફ જોઈને ભિન્ન સ્વરે ફરી બોલ્યોઃ “ગમે તે હોય, ધરણિધર તારે માટે બહુ જ ભાવ રાખે છે.”

“મહારાજ, તમેય કેવા છો ? હું એને નથી ઓળખતો. એટલે એના મારી તરફના સદ્‌ભાવનું કારણ તો એ કહે ત્યારે જ સમજાય.” બંસીધર ઉપાલંભભરી દ્રષ્ટિએ બોલ્યો.

તેજ વખતે તેઓને પાછળથી કોઈની બૂમ સંભળાઈ: “ઉભા રહો ! ઉભા રહો !”

ચમકીને બંને મિત્રોએ પાછળ જોયું અને તેમની ચમક શતગુણ વધી ગઈ. ફાટી આંખે તેઓ જોઈ રહ્યા. પાછળ શ્વાસભેર દોડતો ધરણિધર આવી રહ્યો હતો. કુમારપાળે ક્ષણભર બંસીધર તરફ જોયું અને પછી તે ખડ્ગ ખેંચી તૈયાર થઇ ઉભો.

“હું તમારી સાથે જ આવુ છું. તમારો સેવક છું” વધુ નજીક આવી પહોંચેલો ધરણિધર બોલી ઊઠ્યો.

“તને જીવતદાન આપી મેં ભૂલ કરી છે પણ હવે તારું માથું ઉતારી લીધે જ પાર છે !” ખડ્ગ સાથે કુમારપાળ એક ડગલું આગળ વધ્યો.

"મહારાજ! ભાવી ગુર્જરેશ્વર! હું હવે તમારો દાસ બન્યો છું. ગઇ ગુજરી ભૂલી જઇને મારો સ્વીકાર કરો." પોતાની તરવાર છોડી તે કુમારપાળના પગમાં ધરી દેઇ, હાથ જોડીને ધરણિધર ઉભો રહ્યો.

કુમારપાળ અચકાઇને ઉભો રહ્યો. એ નિઃશસ્ત્ર બ્રાહ્મણના દીન વદન ભણી એ તાકી રહ્યો. એ વદન ઉપર પશ્ચાતાપ, દીનતા અને સ્વાર્પણના ભાવ પથરાઈ રહ્યા હતા. ભાવો સાચા હતા કે કૃત્રિમ તેની મૂઝવણ કુમારપાળના મનમાં ઉભરાઈ રહી હતી. બંસીધર આ વખતે આગળ વધી બોલ્યો: "વિશ્વાસઘાતી બ્રાહ્મણ! હજી અમારો પીછો નથી છોડવો? મહારાજાએ તને બ્રાહ્મણ જાણી જીવતદાન આપ્યું તેનો બદલો આપવા તુરત જ ચાલ્યો આવ્યો ખરું?"

"હા ભાઈ, બદલો આપવા, મહારાજની જીવના ભોગે સેવા કરવા માટે જ હું આવ્યો છું." નમ્રતાથી ધરણિધર બોલ્યો.

"એની ખાત્રી શું? એક વખત વિશ્વાસઘાત આચરનારનો વિશ્વાસ શી રીતે રખાય?" અવજ્ઞાથી બંસીધર બોલ્યો.

"યુવાન પંડિત, મારો વિશ્વાસ રાખ. હું સરસ્વતીના મામાનો દીકરો છું. મારી બેન સરસ્વતી તને કેટલા ગાઢ સ્નેહથી ચાહે છે, તે મેં ગઈ પૂર્ણિમાની રાતે શેખરજી શાસ્ત્રીના ઉદ્યાનમાં નજરે જોયું છે. અને તેથી જ મારી બેન સરૂની ખાતર તને બચાવવા મેં રાજ્યાધિકારીઓ પાસેથી વચન માગ્યું હતું. મારો આત્મા મને ડંખી રહ્યો હતો. પણ જાગીરના લોભે હું મહારાજાની ઘાત કરાવવા તૈયાર થયો હતો. પણ મહારાજાએ મને મ્હાત કર્યો છે. જીવનમાં આ પહેલી જ વાર મારો ભેદ ફુટયો છે. મારો ગર્વ અને મોહ ગળી ગયો છે. મારી બેશુદ્ધિનો લાભ લઈ મહારાજાએ મારો ઘાત કર્યો હોત તે જ ઉચિત હતું. પણ તેમણે મને જીવતો રહેવા દીધો, એ

તેમની ઉદારતાથી હું મુગ્ધ થયો છું. મારું શેષ જીવન હું એમની સેવામાં ધરું છું." ગદ્ગદ્ કંઠે ધરણિધર કહેવા લાગ્યો.

કુમારપાળ અને બંસીધર બંને સાંભળી રહ્યા હતા. બ્રાહ્મણ ખરેખરો પશ્ચાતાપ કરતો હતો એમ તેમને લાગ્યું. પણ કુમારપાળે એકાએક પ્રશ્ન કર્યો: "પણ પછી તમને મળવાનાં દશ ગામોનું શું કરશો ?"

"મહારાજ, મને ગઇ રાત્રે જે બોદો જવાબ મળ્યો હતો તે પરથી મારી એ આશા ભાંગી ગઈ છે. પણ અત્યારે મારું અંતર પૂકારી રહ્યું છે કે જે દિવસે મહારાજા કુમારપાળ ગુર્જરેશ્વર થશે તે દિવસે હું થોડાં ગામડાં જરૂર મેળવીશ." શાંત સ્થિર અવાજે ધરણિધર બોલ્યો.

"પણ તું કંઈ એકાએક બદલાઇ ગયો! ઘડી પહેલાં તો અમને મરણની ખીણમાં ધકેલી રહ્યો હતો અને અત્યારે આ પ્રમાણે બોલે છે એ શું ?" બંસીધર બોલ્યો.

"હું બદલાઇ ગયો છું. સરૂના સોગન ખાઇને કહુ છું કે આજે મારો નવો અવતાર થયો છે. સરૂ પ્રત્યેની મારી લાગણી અને મહારાજાએ મને જીવતદાન આપી બતાવેલી ઉદારતા એ બંનેએ મને હલાવી નાંખ્યો છે. હું સિદ્ધરાજદેવનો કાયમી સેવક નથી. આજથી હું વગર વેતને મહારાજા કુમારપાળનો કાયમો સેવક થાઉં છું." ધરણિધર કુમારપાળની ચરણ રજ લેતાં બોલી ઊઠયો.

ખડ્ગ મ્યાન કરી મહારાજા કુમારપાળે તેને ઉભો કરી તેની તરવાર તેના હાથમાં પાછી આપી.

# પ્રકરણ ૪ થું

## મહોબકપુર પર ચઢાઈ

હોઠ સુધી આવેલો કોળિયો એકાએક લૂંટાઈ જાય અને ભૂખ્યા માણસને જેવો રોષ થાય તેવો રોષ સિદ્ધરાજ મહારાજાને કુમારપાળ છટકી ગયાની વાત જાણીને થયો. ધૂંવાંફૂંવાં થયેલા મહારાજાએ મંત્રીઓ અને સલાહકારોને કડક ઉપાલંભથી તંગ કરી મૂક્યા. રાજાના રોષથી મંત્રીઓ રાતદિવસ ચિંતાતુર બની માંહોમાંહે રાજાને શાંત કરવા શું કરવું તેની મસલત કરવા લાગ્યા.

મંત્રી, સેનાધ્યક્ષ અને મહામંત્રી એકઠા થઈ હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. કુમારપાળ માળવા છોડી હવે મહોબકના સ્વતંત્ર રાજ્યની હદમાં ચાલ્યો ગયો હતો, એટલે હવે તેનો પત્તો પાડવો મૂશ્કેલ બન્યો હતો એ સૌ સમજી ગયા હતા. મહોબક રાજ્યમાં ગુજરાતની કાંઈ જ લાગવગ પહોંચી શકે તેમ ન હતું. આથી રાજપુરુષો ઘણા જ અકળાવા લાગ્યા. મહારાજાની મનોવૃત્તિ કોઈ બીજા મહાન કાર્ય તરફ વાળવામાં આવે તો જ તેઓ કુમારપાળની

વાતને થોડો વખત વિસરી જાય અને તેમનો કુમારપાળ પરનો રોષ પણ ધીમે ધીમે ઓછો થાય.

"મહારાજાને દિગ્વિજયનો શોખ છે. એટલે એ દિશામાં જો કંઈક પ્રવૃત્તિ ઉભી થાય તો આપોઆપ તેઓ આ વાતને ઉંચી મૂકશે." ગાંગિલ મંત્રીએ મહામંત્રીને પોતાનો વિચાર જણાવ્યો.

"ઉંચી તો ન મૂકે પણ તેટલો વખત એ કાર્યને ગૌણ સ્થાન મળે એ ખરું. પણ ગુજરાત અત્યારે પોતાના કોઇ પાડોશી સાથે ઝઘડો કરી શકે એવું કંઈ કારણ નથી." મહામંત્રી બોલ્યા.

"કારણ ક્યાં લેવા જવું પડે તેમ છે? કુમારપાળ મહોબક-પુરમાં ભરાયો છે તે જ કારણે મહોબક રાજ્ય ઉપર સ્વારી કેમ ન કરી શકાય?" મંત્રી ગાંગિલે તુરત જ જવાબ આપ્યો.

"મંત્રીજી ખરું કહે છે." સેનાધ્યક્ષે ઉત્સાહથી જવાબ આપ્યો.

"તમે મહોબકપુર જેટલે દૂરને સ્થળે સફળતાથી ગુજરાતના મહાસૈન્યને દોરી શકશો, તે પ્રથમ વિચારી જુઓ." મહામંત્રીએ સેનાધ્યક્ષને શાંતિથી વિચાર કરવા સૂચના કરી.

"ગુર્જરેશ્વર મહારાજ આજ્ઞા કરશે તો તૈયારી કરતાં શી વાર લાગવાની છે? માળવાની સેનાઓ પણ કામ લાગશે. અને આ બધી તૈયારીમાં મહારાજાનો જીવ પરોવાતાં તેઓ રાતદિવસ કુમારપાળને જ જંખે છે તે પણ થોડો વખત ભૂલશે." સેનાધ્યક્ષે કહ્યું.

"સેનાધ્યક્ષનો મત બરોબર છે દાદાકમંત્રી! મહારાજાને હાલના સંજોગોમાં આ પ્રવૃત્તિમાં જ નાંખવા ઉચિત છે. મહોબકપુરના સુંવાળા લોકોને જીતવા પણ અત્યારે મૂસ્કેલ નહિ પડે. થોડા પ્રયાસે ગુર્જરેશ્વરના રાજમુકુટમાં એક દિગ્વિજયનો વધારો થશે." ગાંગિલે ટેકો આપ્યો.

મહામંત્રીને પણ આ વાત ઉચિત લાગી. તેણે કુમારપાળ મહોબકપુરમાં આશ્રય લઈ રહ્યો છે એટલી વાત તો મહારાજાને કરી હતી. પણ તે ઉપરથી યુદ્ધ માટેની કાંઈ ઈચ્છા મહારાજાએ બતાવી ન હતી. એટલે હવે વાત સીધે સીધી ન કરતાં, મહારાજાને પોતાને મહોબકપુર પર ચઢાઈ કરવા મન થાય એવા કૃત્રિમ સંજોગો મહામંત્રીએ ગોઠવ્યા.

એક દિવસ મહારાજાધિરાજ સિદ્ધરાજદેવ સભા ભરી વિદ્યા-વિનોદ કરી રહ્યા હતા તે વખતે પ્રતિહારીએ એક પરદેશી ભાટ મહારાજાની મુલાકાત માગે છે, એવી ખબર આપી. મહારાજાએ તુરત તેને અંદર લાવવા આજ્ઞા કરી. ભાટ ઘણો જ વાક્ચાતુર્યવાળો અને કાવ્યકળામાં પ્રવીણ જણાયો. તેણે મહારાજા સિદ્ધરાજના અપૂર્વ દિગ્વિજયોનું મનોહર ભાષામાં વર્ણન કરી મહારાજાને તથા સભાજનોને પ્રસન્ન કર્યા. છેવટે તે બોલ્યોઃ "વાહ શો ગુર્જરેશ્વરનો પ્રતાપ, શી ગુર્જરચક્રવર્તિની રાજસભાની શોભા! ભારતમાં આની બરોબરી મદનવર્મા મહારાજની રાજસભા સિવાય બીજા કોઈથી થાય તેમ નથી."

"મદનવર્મા કોણ છે કવિરાજ?" મહામંત્રીએ પૂછ્યું.

"મદનવર્મા સાક્ષાત કામદેવનો અવતાર, કળજુગનો જાણે નવકન્હૈયો છે. મહોબકપુરનો એ ધણી રાતદિન જોબનવંતી સોળહજાર એકસો આઠ અપ્સરાઓ જોડે અવનવા ભોગવિલાસ ભોગવે છે. એનું રાજનગર દેવેન્દ્રની અમરાપુરીને પણ શરમાવે તેવું છે. મહોબકપુરનાં વિલાસ, વૈભવ, શોભા અને સમૃદ્ધિથી ઈંદ્રને પણ ઇર્ષ્યા થાય છે અને તેથી તે નિરૂપાય બની સહસ્ર ચક્ષુએ મેઘરૂપી આંસુની ધારા વહાવે છે. કામદેવના અવતાર જેવા ત્યાંના સુકોમળ નવયુવાનોને જોઈને શંકર એમ સમજ્યા કે, હું કામને બાળી શક્યો નથી, આથી શરમાઈને તેઓ સ્મશાનમાં જઈ રહેવા લાગ્યા. રંભાને ય શરમાવે

એવી ત્યાંની ત્રિભુવનમોહક સુંદરીઓનાં મુખારવિંદ જોઈને ઈર્ષ્યાથી બળતા ચંદ્રના હૃદયમાં ડાઘ પડી ગયા. ત્યાંના રાજવીનો પ્રભાવ, લક્ષ્મી, યશ..." બારોટ અવનવી કલ્પનાઓ ગૂંથતો મહોબકપુરનું વર્ણન કરવા લાગ્યો. સભાજનો આશ્ચર્યથી સાંભળી રહ્યા હતા. પણ કેટલાક દરબારીઓને ભાટની આ જાતની વર્તણૂક વધારે પડતી લાગી. ગુર્જરેશ્વરની પોતાની સભામાં અજાણ્યા મહોબકનરેશનાં વખાણ થતાં સાંભળી, મહારાજા પણ અકળાવા લાગ્યા. ક્રમે ક્રમે તેમનો રોષ વધવા લાગ્યો. મંત્રી અને સેનાપતિ તે તુરત સમજી ગયા.

"કવિરાજ! બસ કરો, આ ગુર્જરેશ્વરની રાજસભા છે!" સેનાપતિએ વચ્ચે જ ગર્જના કરી કવિને બોલતો રોકયો.

"કવિરાજ નીશો બહુ કર્યો હોય એમ લાગે છે!" મહારાજા પણ અવજ્ઞાથી હસ્યા.

"હા મહારાજ! હા બાપુ!" કવિરાજ બોલવા લાગ્યા. "મને જ્યારે જ્યારે મહોબકપુર યાદ આવે છે ત્યારે એવું જ થાય છે. શી એ દિવ્યભૂમીની શોભા છે મહારાજ!"

"મંત્રીશ્વર, આ કવિ કહે છે તે સાચી વાત છે?" મહારાજાએ મંત્રીને પૂછ્યું.

"મહારાજ, એમાં અતિશયોક્તિ છે. પણ એકંદરે કવિની વાત સાચી છે. મહોબકનગર પૃથ્વી પરનું સ્વર્ગ જ છે." મંત્રીએ ધીમેથી કહ્યું.

"એમ? ગુર્જરરાષ્ટ્રથી પણ અધિક છે એ દેશ?" રાજાએ ફરી પૂછ્યું.

"ઘણી રીતે એ દેશ ગુજરાત કરતાં સુંદર છે અને વધારે ફળદ્રુપ પણ છે. ત્યાંનો રાજા એટલો બધો વિલાસી છે કે, રાજકાજ

પ્રધાનોને સોંપીને પોતે આઠે પહોર સ્ત્રીઓ સાથે ભોગવિલાસ કરે છે." મંત્રીએ વધુ ખુલાસો કર્યો.

"કુમારપાળ સંતાયો છે એ જ એ નગર ખરૂં ?" જ વિચાર કરીને મહારાજા મંત્રીશ્વર તરફ જોઇ પૂછવા લાગ્યા.

"હા તે જ નગર મહારાજ!" મંત્રીએ જવાબ આપ્યો.

"તો આપણે એ દેશ જીતવો જોઇએ. મદનવર્મા જેવા નારીકુંજરને જીત્યા વગર ગુજરાતનો દિગ્વિજય અધુરો ગણાય." મહારાજા બોલી ઊઠયા.

"મહારાજાની આજ્ઞા થાય તો મારી સેના તૈયાર છે." તક જોઇને સેનાપતિએ તુરત મહારાજાની ઇચ્છાને ટેકો આપ્યો.

"મંત્રીશ્વર, તમારો શું મત છે ?" મહારાજાએ મંત્રી તરફ જોયું.

"મહારાજાની આજ્ઞા થાય તો મહોબકપુર જીતવું મુશ્કેલ નથી. એક કાંકરે બે પક્ષી પડશે. એક તો નવો દેશ જીતાશે અને કુમારપાળને પણ સપડાવી શકાશે." મંત્રીએ હવે પરિપકવ સંજોગો જોઇને કાનમાં કહ્યું. શાણા મંત્રીઓ ઘણુંખરું રાજાની ઇચ્છાને ઓળખીને જ વર્તે છે. રાજાનો વિરોધ કરવો પડે તો પણ તે સેવકને શોભતી રીતે જ કરે છે. પોતે રાજા નથી એ સૂત્ર તેમને હંમેશાં યાદ રાખવું પડે છે.

આ ભાટ કવિને મહામંત્રીએ પોતે જ તૈયાર કરી દરબારમાં મોકલ્યો હતો. તેને મોકલીને મહારાજાની સુપ્ત વિજયેષણા જાગૃત કરી મંત્રીશ્વરે મહોબકપુર પર ચઢાઈ કરવાની આજ્ઞા મેળવી લીધી.

*

ગુર્જરેશ્વર સિદ્ધરાજદેવ મહોબકપુર પર ચઢાઇ કરે છે, એ વાત ધીમે ધીમે મહોબકપુર પહોંચી ગઇ. પ્રજામાં ગભરાટ ફેલાઇ રહ્યો. મંત્રીઓ પણ કેવી રીતે વર્તવું તે વિષે માંહે માંહે મંત્રણા

કરવા લાગ્યા. પણ મદનવર્માને આ ખબર આપ્યા છતાં તે વિલાસ ભુવનમાંથી બહાર પણ આવ્યો નહિ તેમ તેણે કાંઇ ભય પણ દર્શાવ્યો નહિ. ઉલટું તેણે મંત્રીઓને કહાવ્યું કે : "સિદ્ધરાજ જેવા કંગાળ રાજા સાથે જીવનનો કિંમતી સમય બગાડવાની મને ફુરસદ નથી. માટે તેને જોઇએ તેટલું ધન આપીને સુલેહ કરવી."

કુમારપાળને આ ખબર મળતાં જ તે ચોંકી ઊઠયો. પોતાને પકડવાનો હેતુ પણ આ સવારીમાં હશે, તે સમજતાં તેને વાર લાગી નહિ. મહોબકપુર ગુજરાતના ગુપ્તચરોથી ઉભરાઈ જાય તે પહેલાં ત્યાંથી નાસી છુટવું એ સલામત છે, એમ તેને લાગ્યું. આથી પોતાના કુટુંબની સંભાળ લેવાની ફરજ બંસીધરને સોંપીને સાધુવેશ લઈ કુમારપાળ મહોબકપુરથી રાતોરાત ચાલ્યો ગયો.

મહોબકપુરની પ્રજાએ માળવાના યુદ્ધ વખતે સિદ્ધરાજના બળ તથા પ્રભાવની વાતો સાંભળી હતી. એટલે તેની સવારીની વાત સાંભળતાં જ પ્રજાજનો ગભરાટથી જાનમાલની સલામતી માટે પૂર્વોપાયો લેવા લાગ્યા. કેટલાક દેશ છોડી માળવામાં અને બીજે ફાવે ત્યાં ચાલ્યા પણ જવા લાગ્યા. આમ સિદ્ધરાજના આવતા પહેલાં જ મહોબકની પ્રજામાં નિરૂત્સાહ ફેલાઈ ગયો.

મંત્રી તથા સેનાધ્યક્ષ લોકોને હિંમત આપતા હતા. પણ તે હિંમત પોકળ છે એમ લોકો સમજતા હતા. પરિણામે મહોબકપુરની વસ્તી ઘણી ઓછી થઇ ગઇ. છતાં નવાઇની વાત એ હતી કે રાજા મદનવર્માનું રૂવાડું યે ફરકતું ન હતું. એ તો પૂર્વવત ભોગ વિલાસમાં જ મશગૂલ હતો.

નગરની બહાર સિદ્ધરાજ આવીને મુકામ નાંખી પડયો, છતાં પણ એ વિલાસી રાજવી વિલાસભોગમાંથી પરવારી ન શકયો. સિદ્ધરાજ પણ તેનું આવું વિચિત્ર વર્તન જાણી તેને જોવા માટે બહુ ઉત્સુક બની ગયો.

## પ્રકરણ ૫ મું

### હેમચંદ્રસૂરિનો મિલાપ

મદનવર્માના મંત્રીઓએ યથેચ્છ ધન આપીને સિદ્ધરાજને સંતુષ્ટ કર્યો તેની સાથે સલાહ કરી. આથી મદનવર્માને મળી તેનું નગર જોઇને સિદ્ધરાજ પાછો વળી ગયો. કુમારપાળની બાબત પ્રગટ રીતે મદનવર્મા સમક્ષ કાંઈ પણ કહેવું એ સિદ્ધરાજને "હાનમભર્યું" લાગ્યું. આથી ગુપ્તચરોને તે વિષે તાકીદ આપી મહારાજા સિદ્ધરાજ અણહિલપુર પાછા આવી ગયા.

મહોબકપુરથી નાઠેલો કુમારપાળ ઠામઠામ ભટકતો ભટકતો પશ્ચિમ તરફ ચાલ્યો ગયો. ભિક્ષાન્ન પર ગુજારો કરતો, ગામે ગામ આથડતો આથડતો તે લાટ તરફ નીકળી ગયો. લાટમાં ઘણા દિવસ રખડયા બાદ તે સમુદ્રકાંઠે જવાની ઇચ્છા થવાથી સ્તંભતીર્થ તરફ જવા નીકળ્યો.

સ્તંભતીર્થ તે વખતે મોટું બંદુર હતું. ત્યાંથી પરદેશો સાથે મોટો વેપાર ચાલતો અને દેશદેશનાં વહાણો સ્તંભતીર્થના બંદરમાં આવી નાંગરતાં. આથી સ્તંભતિર્થ તે વખતે વેપારનું મોટું કેન્દ્ર બની ગયું હતું. સિદ્ધરાજના વખતમાં ઉદયન મંત્રી આ સ્તંભતીર્થના અધિકારી હતા. તેના પ્રોત્સાહનથી સ્તંભતીર્થમાં જિનાલયો, પુસ્તક-ભંડારો તથા વિહારો બંધાયા હતા અને શહેરની શોભા ઘણી જ વધી ગઈ હતી.

સ્તંભતીર્થની આવી પ્રસિદ્ધિને લીધે કુમારપાળ સ્તંભતીર્થ જોવા માટે આકર્ષાયો. આથી અનેક ગ્રામોમાં પરિભ્રમણ કરતો કરતો સાધુ-વેશધારી કુમારપાળ છેવટે સ્તંભતીર્થ આવી પહોંચ્યો. સ્તંભતીર્થ નજીક આવીને તે થાક ખાવા માટે એક ઝાડ તળે બેસી ગયો. ત્યાંથી નગરનાં ઉંચાં દેવમંદિરોનાં શિખરો, હર્મ્યો વગેરે તરફ તે જોઈ રહ્યો. આવા સમૃદ્ધિવાળા શહેરમાં પોતાને સુવા માટે વામપૂર જગા અને પેટ ભરવા ટુકડો રોટલો ક્યાં મળશે તેનો કુમારપાળ સચિંત મને વિચાર કરી રહ્યો હતો.

એ ઝાડ તળે જ મુકામ રાખવો કે નગરની અંદર જઈને કોઈ અનુકૂળ જગા શોધી કાઢવી તે વિષે કુમારપાળ તર્કવિતર્ક કરી રહ્યો હતો. તેવામાં સામેના મેદાનમાંથી હાથમાં કમંડલ લઈ આવતો એક જૈન સાધુ કુમારપાળની નજરે પડયો. ઝાડ પાસેથી થઈને જતાં જતાં તે જૈન સાધુએ કુમારપાળ તરફ નજર કરી. કુમારપાળ પણ તેના તરફ સ્વાભાવિક રીતે જોઈ રહ્યો હતો.

“ કયી તરફથી આવો છો બાવાજી ? ” જૈનમુનિએ એકાએક પ્રશ્ન કર્યો.

“ ભૃગુકચ્છથી.” અણગમાથી કુમારપાળે જવાબ આપ્યો. અજાણ્યા માણસોના અણધાર્યા પ્રશ્નોથી તે હંમેશાં ગભરાતો હતો.

જૈન સાધુ જરા થોભીને તેને સ્થિરનેત્રે તાકી રહ્યો. પછી બોલ્યો : " નગરમાં નથી આવવું ? "

" આવીશ આવવું હશે તો. તમને શી ચિંતા પડી છે મુનિજી ! " કુમારપાળ વધુ અણગમો દર્શાવી ઉભો થયો.

" ભાઈ, તું મારાથી શા માટે ડરે છે ? હું તને અજાણ્યો ધારી મારી ફરજ માની તારી ખબર પૂછું છું. તારા જેવા રાજપદને યોગ્ય પુરુષને અહિં આવા વેશમાં જોઇને મને સંતાપ થયો અને તેથી આટલું પૂછવું પડ્યું." જૈન સાધુએ શાન્ત સ્વરે ખુલાસો કર્યો.

કુમારપાળ જવાબમાં કંઈ બોલ્યો નહિ. આ શાન્ત નિર્વિકાર સાધુને તે જોઈ જ રહ્યો. એના જેવા વિતરાગ પુરૂષને પોતે ઉડાઉ જવાબ આપ્યો હતો તે બદલ તે મનમાં જરા શરમાયો.

" તને મદદની જરૂર હોય તો હું તે કરીશ. સંકોચ ન રાખીશ." જૈન સાધુ મીઠાશથી ફરી બોલ્યો.

કુમારપાળની આંખમાં જળજળિયાં આવી ગયાં. આવી મીઠાશથી તેને મદદ કરનાર વ્યક્તિઓ બહુ ઓછી મળતી. વળી એક પરધર્મનો સાધુ જેને પોતે ઉડાઉ જવાબ આપ્યો હતો, તે મદદ કરવા આટલો બધો ઉત્કંઠ હતો તે જોઈ કુમારપાળનું અંતર દ્રવિભૂત થઈ ગયું.

" મહારાજ ! હું હતભાગી છું. તમે મને ઓળખ્યો નથી તેથી જ મદદ કરવા તૈયાર થયા છો." કુમારપાળે સ્વસ્થ થઈ જવાબ આપ્યો.

આસપાસ ખુલ્લુ વિશાળ મેદાન હતું. નજીકમાં કોઈ બીજી વ્યક્તિ નથી એની ચોમેર જોઇને ખાત્રી કરી લઈ મુનિ કુમારપાળની નજીક આવ્યા અને ધીમેથી બોલ્યા : " ભાઇ, સૂરજ છાબલે ઢંક્યા છાના રહેતા નથી. વાદળની આડથી ચંદ્ર છુપાતો નથી. તેવીજ રીતે

ભભૂતી લગાડવાથી કર્મ પણ છુપાઈ શક્તું નથી. હું તને ઓળખું છું અને ઓળખતો હોવા છતાં વિના બીકે તને બનતી મદદ કરીશ."

"નથી ઓળખતા મુનિજી, તમે નથી ઓળખતા. મને ઓળખીને મદદ કરે એવું ભાગ્યે જ કોઈ મળે છે." કુમારપાળ માથું હલાવી બોલ્યો.

"કુમારપાળ, તું ભાવિ ગુર્જરેશ્વર છે તે હું સત્ય રીતે જાણું છું. તારે માટે હું ઉત્કંઠાથી રાહ જોતો હતો. મારો આત્મા કહી રહ્યો હતો કે જરૂર તું એક દિવસ મારી પાસે આવીશ." પુલકિત સ્વરે જૈન મુનિએ કહ્યું.

આ સાધુ આવી રીતે પોતાને એકાએક શી રીતે ઓળખી ગયો અને પોતે અહિં આવશે એવું તે શા ઉપરથી જાણી ગયો હશે તે કુમારપાળને ન સમજાયું. તે નમ્રતાપૂર્વક બોલ્યો : " મહાપુરુષ, આપે મને બરોબર ઓળખ્યો છે."

"તો તું મારી સાથે નગરમાં ચાલ. તને હું આશ્રય આપીશ."

"અત્યારે તો નહિ આવું. રાતના ગુપ્ત રીતે આવીશ કે કોઈને જાણ થાય નહિ." કુમારપાળે વિચાર કરીને કહ્યું.

"તો પણ બરોબર છે. રાત્રે મારો શિષ્ય અહીં આવશે. તેની સાથે ચાલ્યો આવજે. હું તને લોકો વહેમાય નહિ માટે હાલ સંબોધું છું તેમ ત્વંકારથી જ સંબોધીશ ભાવિ ગુર્જરેશ્વર !" મુનિએ કહ્યું.

"આપનું નામ મુનિજી ?" કુમારપાળે પૂછ્યું.

"મારું નામ હેમચંદ્રસૂરિ. મારો શિષ્ય રાતે આવી તને 'રાજયોગી' કહીને સંબોધે એટલે વિના સંશય તેની સાથે ચાલ્યો આવજે. બીજી વાતો આપણે પછીથી જ કરીશું." એમ કહી હેમચંદ્રાચાર્ય ધીમે ધીમે નગર ભણી ચાલ્યા ગયા.

કુમારપાળને આ જૈન સાધુમાં અદ્‌ભુત શક્તિનો ભાસ થયો.

તે ત્રિકાળજ્ઞાની હોય એમ તેના મન ઉપર છાપ પડી. તે ત્રિકાળજ્ઞાની ન હોય તો પોતાને વગરકહ્યે ઓળખે અને પોતાની અગાઉથી રાહ જુએ એ ન બને તેણે વિના બીકે એ પવિત્ર સાધુનો આશ્રય લેવા નિર્ણય કર્યો. પ્રાણરક્ષા માટે ગમે ત્યાં રહેવું પડે તો પણ રહ્યા વગર છૂટકો ન હતો. આથી રાત્રે કુમારપાળ તે સાધુના શિષ્યની રાહ જોતો બેઠો.

મોડી રાતે શિષ્ય ખાદ્યપદાર્થ લઈ ત્યાં આવ્યો અને સંકેત શબ્દ બોલી કુમારપાળને ખવડાવીને પછી પોતાની સાથે નગરમાં લઈ ગયો. એક મોટા ઉપાશ્રયના એકાંત ભોયરામાં તેને લઇ જવામાં આવ્યો. ત્યાં જૈન સાધુનાં વસ્ત્ર તૈયાર હતાં તે વિના સંકોચ કુમારપાળે ધારણ કરી લીધાં. આ સંસારમાં તે આજપર્યંત અનેક વેશ ધારી ચૂક્યો હતો, એટલે આ એક નવો વેશ ધારણ કરતાં તેને ખાસ સંકોચ થાય તેમ ન હતું.

રાત્રે હેમચંદ્ર સાથે તેણે પેટ ખોલીને વાતો કરી અને હેમચંદ્રજીએ તેની બધી વાત સાંભળી ધિરજ આપી છેવટે વિશ્રાંતિ લેવા સૂચના કરી.

બીજે દિવસે હેમચંદ્રસૂરિ તથા કુમારપાળ એકાંતમાં બેઠા હતા તે વખતે હેમચંદ્રસૂરિએ કુમારપાળની હસ્ત પાદાદિકની રેખાઓ અવલોકી આગાહી કરી કે, ટૂંક સમયમાં જ તે ચક્રવર્તિ નૃપતિ થશે.

"સૂરિજી, આ આફત ક્યાં સુધી વેઠવી પડશે મારે ?" કુમારપાળે શ્રદ્ધાપૂર્વક હેમચંદ્રસૂરિને પ્રશ્ન કર્યો.

હેમચંદ્રસૂરિએ સ્વરોદય જોઈ કેટલીકવાર ચિંતન કર્યું. પછી થોડીવારે તે બોલ્યા: "મહારાજ! વિક્રમાર્ક ૧૧૯૯ ની માઘ સુદી ૧૦ મીએ તમારો અણહિલપુરની ગાદીએ પટ્ટાભિષેક થશે."

"સૂરીશ્વર! જો આપનું ભવિષ્યકથન ખરું પડશે તો હું આપનો

સેવક બનીને રહીશ અને જીવનભર જિનમતને સેવીશ." કુમારપાળ આર્દ્ર નયને સૂરીશ્વરને પ્રણિપાત કરીને બોલ્યો.

સૂરિએ તેને આશીષ આપીને કહ્યું: "મહારાજ, રાજપાટ મળ્યા પછી આ વચન જરૂર યાદ રાખજો."

તે વખતે એક શિષ્યે ખબર આપી કે ઉદયનમંત્રી સૂરીશ્વરના દર્શન માટે ઉપાશ્રયમાં પધાર્યા છે. "એક આસન ગોઠવો અને તેમને અહીંજ બોલાવો." સૂરીશ્વરે શિષ્યને આજ્ઞા કરી.

થોડી વારે ધોળી મૂછોવાળા છતાં સુદૃઢ બાંધાથી સશક્ત દેખાતા ઉદૌમંત્રી ત્યાં આવ્યા અને સૂરીશ્વરને નમન કરી આસન ઉપર બેસી ગયા.

ઉદયન કુમારપાળ તરફ તાકી રહ્યો હતો તે જોઈને હેમચંદ્ર-સૂરીએ કહ્યું: "એને ઓળખો છો, મંત્રીશ્વર ? એ ભાવિ ગુર્જરેશ્વર છે."

"કોણ? કુમારપાળ મહારાજ !" ચમકીને ઉદયને પૂછ્યું.

"હા, તેમણે રાજગાદી પ્રાપ્ત થયા પછી જિનમતને અનુસરવા મને સ્વેચ્છાપૂર્વક વચન આપ્યું છે." સૂરીશ્વરે મંત્રીને કહ્યું.

"ઘણી આનંદની વાત છે. મહારાજ જય જય ! મારા યોગ્ય કામસેવા જરૂર ફરમાવશો." ઉદયને કુમારપાળને કહ્યું.

સિદ્ધરાજદેવનો સ્તંભતીર્થનો જવાબદાર અધિકારી પોતાને ઓળખશે છતાં પકડવાને બદલે આટલી નમ્રતા બતાવશે એવો કુમાર-પાળને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. તેણે જોયું કે એ બધું સૂરીશ્વર હેમચંદ્રજીની કૃપાનું ફળ હતું. તે મનથી સૂરીશ્વરનો અનેક રીતે આભાર માની રહ્યો.

ધીમે ધીમે ઉદયન તથા કુમારપાળ વચ્ચે સારો મેળ થઈ ગયો. કુમારપાળ ઘણું ખરું ઉદયનના નિવાસમાં જ હવે રહેવા લાગ્યો. તેના રાજશાહી જીવનને એ જ સ્થાન રહેઠાણુ માટે વધુ ઉચિત હતું એમ માની સૂરીશ્વરે પણ તેમાં વાંધો લીધો નહિ.

આમ દિવસો નિર્ગમન થવા લાગ્યા. કુમારપાળને પુનઃ શાંતિ અને સુખથી એક ઠામે રહેવાની સરસ તક મળી.

## પ્રકરણ ૬ઠ્ઠું

### ઉદયનમંત્રીનો મહેલ

પણ કુમારપાળની સુખશાંતિ લાંબો વખત ટકી નહિ. તેનું દૈવ બધે બે ડગલાં આગળને આગળ રહેતું હોય એમ લાગ્યું. ઉદયન મંત્રી જેવા અધિકારીનો આશ્રય મળી જવાથી હવે રાજ્યની ડખલ બહુ નહિ નડે, એમ કુમારપાળની માન્યતા હતી અને તે ખોટી ન હતી. પણ સિદ્ધરાજદેવના હાથ ઉદયનમંત્રીની જાણ બહાર પણ સ્તંભતીર્થ સુધી પહોંચીને કુમારપાળને ખેંચી લે તેવા સમર્થ હતા, તે વાત તેના ધ્યાનમાં બરાબર ન હતી.

આથી કંઈક સ્વતંત્રતા અને નિશ્ચિંતતાથી કુમારપાળ સ્તંભતીર્થમાં પોતાના દિવસો નિર્ગમી રહ્યો હતો. તેવામાં એક દિવસ ઉદયનમંત્રી બહાર ગયા હતા તે વખતે અણહિલપુરના કેટલાક સવારો ઉદયન મંત્રીના મુકામે આવીને ઉભા રહ્યા. મહામંત્રીનો રૂક્કો બતાવ્યાથી ઉદયનના રક્ષકોએ તેમને રોકયા નહિ, પણ પટાંગણની અંદર જવા દીધા.

સવારોના નાયકે એકાએક પટાંગણમાં ઉભેલા એક સેવકને પકડીને પૂછ્યું: "આ મંત્રીના ભુવનમાં સ્ત્રીઓ કયા ભાગમાં રહે છે વારું ?"

"આ ડાબા હાથનો જુદો ભાગ છે તેમાં સ્ત્રીઓ રહે છે." સેવકે કહ્યું.

ઉદયનમંત્રીની રહેણાક બહુ સાદી હતી. હવેલીના પટાંગણના દ્વાર ઉપર તે માત્ર બે જ રક્ષકો કાયમ રાખતો હતો. હવેલીમાં માત્ર બે ત્રણ સેવકો અને તેટલી જ સેવિકાઓ અંતઃપૂર માટે રાખેલી હતી. આથી અણહિલપુરના સવારો જ્યારે પેલા સેવકને ભોમિયો બનાવી હવેલીમાં ઘૂસ્યા તે વખતે હવેલીના રહેવાસીઓ અને સેવકો ગભરાટમાં પડી ગયા. બહાર ઉભેલા રક્ષકો સવારોનું આવું અવિચારીપણું કલ્પી શક્યા ન હતા. અંદરના વિશ્રાંતિગૃહમાં તે લોકો મંત્રીની રાહ જોતા બેસશે એમ માની રક્ષકોએ તેમને મુખ્ય દ્વારમાં થઈને પટાંગણમાં પેસવા દીધા હતા. પણ હવે તે લોકો હવેલીમાં પેસવા લાગ્યા હતા, એ જોઈ રક્ષકો અંદર ધસી આવ્યા. પણ તેમણે પટાંગણના બીજા નાના દ્વાર આગળ જ બે સવારોએ અટકાવ્યા.

ઉદયનના બંને રક્ષકોએ ધાર્યું કે તેઓ છેતરાયા હતા. પણ હવે રાજચિન્હધારી અણહિલપુરના સૈનિકો સાથે ઝઘડો કરવો નિરર્થક માની તે શાંત થયા. છતાં તેમાંનો એક આગમચેતી વાપરી બીજા રક્ષકોને એકઠા કરવા ઝટપટ બહાર ચાલ્યો ગયો.

મંત્રીના ભુવનમાં પેસીને અણહિલપુરના સવારોનો નાયક સજ્જન જમણી બાજુના ખંડેખંડમાં બીજા સવારોની મદદથી તપાસ કરવા લાગી ગયો. ઉદયન મંત્રીના સ્તંભતીર્થના નિવાસમાં કુમારપાળ રહે છે, એવા સમાચાર મળવાથી તે મહામંત્રીની આજ્ઞાથી સ્તંભતીર્થે આવ્યો હતો.

ઉદયની ગેરહાજરીમાં તક જોઈ તે પોતાની કામગીરી કરવા લાગી ગયો. ઉદયનમંત્રી જેવા રાજ્યના સ્તંભ સરીખડા મુત્સદ્દીના ઘરની આમ જડતી લેવી એ નાનુસૂનું સાહસ ન હતું. પણ સજ્જન બીજાને અસામાન્ય લાગતા સાહસ કાર્યોને જ માથે લેતો અને તેથી એક સામાન્ય કૃષિકનું ઘર ઢૂંઢતો હોય તેમ મંત્રી ઉદયની હવેલીમાં તે પોતાના પાંચ સૈનિકો સાથે ઘૂમવા લાગ્યો. બાકીના સવારોને તેણે પટાંગણમાં અને દ્વાર પર રોકયા હતા.

મંત્રી ઉદયનના મહાલયમાં આવી રીતે કોઈ ઓચિંતો દરોડો પાડી શકે તેવી કોઇને સંભાવના પણ લાગતી ન હતી. કુમારપાળને પણ આ સમાચાર મળતાં તે ગભરાઈ ઊઠયો. કયાં નાસવું એ તેને ન સમજાયું. તે મૂઢની પેઠે જે ઓરડામાં બેઠો હતો ત્યાં જ સજ્જડ થઈ ગયો.

સજ્જને પોતાની સાથેના પાંચ સવારોની બે ટુકડીઓ બનાવી હવેલીના જુદા જુદા ભાગોમાં ઘૂમવા માંડ્યું. એક ટુકડી તે પોતાની સાથે લઈ હવેલીના એક ભાગમાં ફરવા લાગ્યો અને બીજા બે સવારોને એક જુવાન સૈનીક સાથે ભળાવી હવેલીના બીજા વિભાગમાં મોકલ્યા. હવેલીમાંના હાથ ચઢેલા વધુ સેવકોને તરવારની અણી વડે ધાક બતાવી ભોમિયા તરીકે આગળ કર્યા હતા. હવેલીમાંનો સરસામાન ફેંદાવા લાગ્યો. ચારે બાજુ-છજાં, જાળિયાં તથા માળિયાંમાં શોધ થવા લાગી, પણ કુમારપાળનો પત્તો ન પડયો.

મંત્રીના સેવકો પણ કુમારપાળ વિષે બહુ બહુ પૂછ્યા છતાં કંઇ માહિતી આપી શકયા નહિ. તેમને બહુ ધાક આપતાં અને ધક્કામૂક્કી કરી તરવાર બતાવતાં તેઓ રડવા લાગ્યા પણ કુમારપાળ વિષે કાંઇજ જાણતા નથી એમ ફરી ફરી કહેવા લાગ્યા.

"બતાવો ઝટ, બતાવો, નહિ તો મંત્રીનો આખો મહેલ

કુમારપાળની અને તમારી સાથે સળગાવી દેવાની મહામંત્રીની આજ્ઞા છે, તે મુજબ સળગાવી દઇશ." રોષથી સજ્જનસિંહ ઉદયન મંત્રીના બે સેવકોને ધમકાવી રહ્યો હતો.

"મહારાજ! અમે કંઇ નથી જાણતા. કુમારપાળને અમે ઓળખતા નથી, તેમ કોઇ દહાડો અહિં આવ્યા છે, એવી વાત પણ નથી સાંભળી." નમ્ર સ્વરે એક સેવકે જવાબ આપ્યો.

"જુઠ્ઠા, પાજી એમ અમોને છેતરો છો?" સજ્જને બીજથી તરવારની અણી વડે એક સેવકને સહજ ઘાયલ કર્યો. તે ઝીણી ચીસ પાડી ભોંય બેસી ગયો.

સજ્જનસિંહ ઝપાટ ત્યાંથી આગળ ચાલ્યો ગયો. હવેલી ઘણી મોટી હતી અને ઝડપથી તપાસ પૂરી કરવી ઈષ્ટ હતી. કારણ ઉદયન આવી પહોંચે તો તપાસમાં વિઘ્ન ઉભું થાય, એ સજ્જન જાણતો હતો. સ્તંભતીર્થના સ્થાનિક સૈનીકો પણ કદાચ એકઠા થઈ આવી પહોંચે અને અકારણ અથડામણ થાય એ સજ્જનને ઈષ્ટ ન હતું. આથી તે પોતાની તપાસ ઝડપથી પૂરી કરવા માગતો હતો અને તેથી જ તેણે તપાસ માટે પોતાના માણસોની બે ટુકડીઓ બનાવી હતી.

પેલા જુવાન સૈનીક સાથેની બીજી ટુકડી પણ હવેલીના બીજા વિભાગમાં ઝડપથી ચકોર દ્રષ્ટિએ અને દ્રુત પગલે તપાસ ચલાવી રહી હતી. તેઓએ પણ મંત્રીના એક સેવકને ભોમિયા તરીકે સાથે લીધો હતો અને તેને ખૂબ તાવી રહ્યા હતા. પેલો કિશોર સૈનિક જે આ ટુકડીનો મુખી બન્યો હતો તે સૌની આગળ ચાલતો હતો અને તેની સાથેના ત્રણ માણસો તેની સૂચના પ્રમાણે તપાસ કરતા હતા. જુદા જુદા ખંડોમાં ડામચિયા ફેંદતા, પેટી પેટારા તોડતા અને બીજું રાચરચીલું ફંફોસતા તેઓ આગળ વધી રહ્યા હતા.

પોતે જે વિભાગમાં તપાસ કરી રહ્યા હતા ત્યાંથી કુમારપાળ જડી આવે તો પોતાની ટુકડીની નામના થાય અને નાયક તરફથી ધન્યવાદ મળે એ આશાથી સૈનિકો ઉત્સાહપૂર્વક શોધ ચલાવી રહ્યા હતા. તેમની સાથે થયેલો મંત્રીનો સેવક, શાંત અને શહનશીલ માણસ હતો. તે શાંતિથી તેમની આજ્ઞા પ્રમાણે વર્તતો સાથે સાથે ચાલી રહ્યો હતો.

ચાલતાં ચાલતાં ટુકડીનો જુવાન મુખી એક અધખુલા બારણાવાળા ખંડનું દ્વાર ખોલી ઉમરા પર ઉભો રહ્યો. તેની પાછળના સૈનિકો અંદર આવવા લાગ્યા તેમને તેણે આજ્ઞા કરી : " અહિં કાંઈ જ નથી. ખાલી ઓરડો છે. આગલા ખંડને શોધવા લાગો."

સૈનિકો પાસેના ખંડમાં ગયા અને ત્યાં પડેલાં ગાદલાં, તથા પટારા વગેરે ફંફોસવા લાગ્યા. મંત્રીના ઘરનો સેવક પણ તેમની સાથે ત્યાં ચાલ્યો ગયો હતો. કિશોર સૈનિકે આ ખંડના દ્વારમાં પગ મૂક્યો તે વખતે જ તેણે કમાડવાળા ખૂણામાં એક પુરુષને લપાઇને, ઉભેલો દીઠો. તે સિવાય આખો ખંડ ખાલીખમ હતો. ઉંમરા ઉપર ઉભા રહીને જોનારને એ ખંડ નિર્જન હોવાની એક નજર ફેંકવાથી જ ખાત્રી થઇ જાય એમ હતી. પણ આપણો ચકોર સૈનિક બહુ વિચક્ષણ હતો. તેણે સહજ શંકાથી ખૂણાઓમાં ડોકિયું કર્યું અને ધ્રુજતો ઉભેલો પેલો માણસ તુરતજ તેની નજરે પડ્યો.

નિમિષમાં એ ધ્રુજતા માણસની આંખમાં સૈનિકની આંખ મળી. કોણ જાણે કેમ સૈનિકને એને માટે અનુકંપા પ્રગટી હોય એમ એની આંખ સૌમ્ય બની ગઈ. આથી તેણે પોતાના સાથીઓને તુરત જ આગળ રવાના કર્યા.

" કુમારપાળ ! તું ક્યાં જવાનો છે ? ધરતીના પેટાળમાં પેસીજા ! પણ એ ધરતી સિદ્ધરાજદેવની છે, હજી તારી નથી થઈ." સૈનિકે

ખૂણામાં ધ્રુજતા કુમારપાળ તરફ જોયું અને મોટેથી ઉપલા શબ્દો ઉચ્ચાર્યા.

પછી તરત જ તે સૈનિક ત્યાંથી આગળ ચાલ્યો ગયો. પાસેના ખંડમાં જઈને પહેલાંના વાક્યના અનુસંધાનમાં બોલતો હોય તેમ તે સૈનિક પોતાના સાથીદારોને કહેવા લાગ્યોઃ "બરાબર જુઓ, મંત્રીના મહેલની તસુએ તસુ જમીન જોઈ કાઢવી છે."

કુમારપાળ આ અજાણ્યા દયાળુ સૈનિકની આવી દયાથી નવાઈ પામી ગયો. તેના શબ્દો જાણે પોતાને ચેતવણીરૂપ હોય તેમ માની તે ક્યાંક વધુ સુરક્ષિત સ્થળે સંતાવા વિચારી રહ્યો. "ધરતીના પેટાળમાં પેસી જા!" એ સૈનિકના શબ્દો પરથી તેને પાસેના ખંડમાં આવેલું ગુપ્ત ભોંયરૂં યાદ આવ્યું. ગભરાટમાં અત્યાર સુધી એ મહત્ત્વની વાત તેને યાદ આવી ન હતી, એ ભોંયરાવાળા ખંડની તપાસ પણ થઈ ગઈ હતી. એટલે કુમારપાળ ધડકતે હૈયે ચારે બાજુ જોતો એ ખંડમાંથી બહાર નીકળી નજીકના ભોંયરાવાળા ખંડમાં પેસી ગયો. પછી તેણે ધીરેથી ખંડનાં દ્વાર આધાં કરી ભોંયરાનું દ્વાર શોધી કાઢ્યું અને ઝટપટ દ્વાર ઢાંકી તે ભોયરામાં ઉતરી ગયો.

આ ગુપ્ત ભોંયરાનો માર્ગ ઉપાશ્રયમાં—હેમચંદ્રસૂરિવાળા મોટા ઉપાશ્રયમાં જતો હતો એ માહિતી કુમારપાળને પ્રથમથી આપવામાં આવી હતી. એટલે જીવ બચાવવા આતુર કુમારપાળ તે ભોંયરા વાટે થોડી જ ક્ષણમાં ઉપાશ્રયમાં આવી પહોંચ્યો. અહિં તે એ જ ભોંયરામાં આવીને ઉભો રહ્યો હતો કે જેમાં તે પ્રથમ સ્તંભતીર્થમાં આવ્યો તે રાતે સાધુવેશ ધારણ કરવા આવ્યો હતો. ત્યાં આવી કુમારપાળે છુટકારાનો દમ ખેંચ્યો.

પણ પેલા યુવાન સૈનિકનું મુખ, તેની સૌમ્ય સહાનુભૂતિભરી દૃષ્ટિ કુમારપાળના હૃદયમાંથી ખસતી ન હતી. શા માટે એ સૈનિકે

પોતાને જાણીજોઇને જવા દીધો એ તેને ન સમજાયું. વળી એ સૈનિકના મુખમાં તેને પોતાના કોઇ પરિચિત મિત્રનાં મુખનો આભાસ થતો હતો પણ તે કોના મુખનો આભાસ હતો તે કુમારપાળને તે વખતે યાદ આવ્યું નહિ.

કેટલીકવાર સુધી ભોંયરામાં બેસીને કુમારપાળ એ પરિચિત જેવા લાગતા સૈનિકના મુખને યાદ કરવા મથી રહ્યો. તેણે સ્મૃતિના અનેક થરો ઉથલાવી જોયા, અનેક મિત્રોના મુખ સ્મરણમાં યાદ કર્યાં પણ એ મુખનો ભેદ ન સમજાયો. આમ વિચારમાં તે બેઠો હતો તેવામાં સૂરિશ્વરનો એક શિષ્ય કંઈક કામ માટે ભોંયરામાં આવ્યો તે કુમારપાળને ત્યાં જોઈને ચમક્યો.

કુમારપાળે તેને ટૂંકામાં બધી હકીકત જણાવી અને ઉપરથી ગુરુ હેમચંદ્રસૂરિને પોતાની પાસે ભોંયરામાં ઝટપટ મોકલવા સૂચના કરી. શિષ્ય પ્રસંગની ગંભીરતા સમજી ગયો અને વિનાવિલંબે કુમારપાળનો સંદેશો સૂરિશ્વરને આપવા માટે ભોંયરામાંથી બહાર ચાલ્યો ગયો.

# પ્રકરણ ૭ મું

## હેમચંદ્રસૂરિના ઉપાશ્રયમાં

હેમચંદ્રસૂરિએ ઝટ ભોંયરામાં આવી, કુમારપાળ પાસેથી મંત્રી ઉદયનના ત્યાં બનેલી ઘટના જાણી લીધી. થોડીવાર વિચાર કરી તે બોલ્યા : " મહારાજ ! તમારે અહિંજ સંતાઇને રહેવું પડશે."

" કેમ ઉપાશ્રયમાં આવવા હરકત છે ? " કુમારપાળે પૂછ્યું.

" હા, રાજના સવારો ઉદયનના ઘેરથી નિષ્ફળ બન્યા પછી અહિં પણ તપાસ માટે અવશ્ય આવશે. માટે સાવધ રહેવું પડશે. તમે અહિં રહો, હું બીજી વ્યવસ્થા કરી લઇશ." હેમચંદ્રસૂરિ કુમારપાળને સમજ પાડી ભોંયરામાંથી ત્વરિત પદે ઉપર ચાલ્યા ગયા.

પોતાના બે કુશળ પટ્ટશિષ્યો સાથે મંત્રણા કરી લઈ સૂરિએ કુમારપાળવાળા ભોંયરાના ગુપ્ત દ્વાર ઉપર જૂનાં પુસ્તકો અને પોથીઓનો મોટો ઢગ ખડકાવી દીધો. ભોંયરા તરફ રાજદૂતોનું ધ્યાન ન ખેંચાય તે માટે વિચક્ષણ બુદ્ધિવાળા સૂરિએ આ પ્રમાણે ગોઠવણ કરી દીધી

હતી. પછી તેમણે જરાય સંક્ષોભ ન થાય તે માટે ઉપાશ્રયના દરેક રહેવાસીને આવનારા ભયની ચેતવણી અગાઉથી આપી દીધી.

એક વિદ્વાન ધર્માચાર્ય ઉપરાંત શ્રી. હેમચંદ્રસૂરિ કુશળ રાજનીતિજ્ઞ પણ હતા. રાજ્યકર્તાની તથા અધિકારી વર્ગની નીતિરીતી તેમને સારી રીતે અવગત હતી. માનસશાસ્ત્ર તથા તર્કના સિદ્ધાન્તોને તે વ્યવહારમાં કુશળતાપૂર્વક યોજી શકતા અને તે વડે અદ્‌ભૂત પરિણામો લાવી શકતા. તેમણે જે અનુમાન કર્યું હતું તે થોડી જ વારમાં ખરું પડ્યું. કારણ કે એક ઘડી બાદ અણહિલપુરના ઘોડેસવારો ઉપાશ્રય તરફ ધસી આવ્યા અને તેમણે ઉપાશ્રયને ઘેરી લીધો.

શાંત સ્વસ્થ ચિત્તે સૂરિશ્વર પગમાં ચાખડી પહેરી ઉપાશ્રયના પટાંગણમાં આવી ઉભા રહ્યા. સજ્જન તથા તેના સૈનિકોને રોષભર્યા અંદર આવતા જોઈ તેમને તેઓ શાંતિથી પૂછવા લાગ્યા : "ભાઈ, આ ધર્મસ્થાન છે તે તો તમે જાણતા જ હશો. અહિં નિરૂપદ્રવી સાધુઓ વાસ કરે છે. છતાં આ સ્થાનને શા માટે ઘેરી લેવામાં આવે છે તે કહેશો ?"

"સાધુઓ કેટલા નિરૂપદ્રવી છે તે તો હમણાંજ સાબીત થશે મહારાજ !" સજ્જને ઉતાવળે આગળ આવી જવાબ આપ્યો.

"કેવી વાત કરો છો તમે ઠાકોર !" સૂરિશ્વર બોલ્યા : "શું સાધુઓ રાજ્યવિરૂદ્ધ કાવત્રાં કરે છે, એમ તમને ગંધ આવી છે ?"

"હા !" ટૂંકામાં ઘૂંટેલા સ્વરે બોલીને સજ્જન વધુ આગળ વધ્યો.

"ઠાકોર ! હું આ સ્થાનનો મુખ્ય ધર્માચાર્ય છું. મારી રજા સિવાય તમે ધર્મસ્થાનમાં ન પેસી શકો." સજ્જનની વધુ નજીક આવી સૂરિશ્વર બોલ્યા.

"ધર્માચાર્યો પણ રાજાની સત્તાની નીચે છે. અણહિલપુરના મહારાજાધિરાજ સિદ્ધરાજદેવની આજ્ઞાથી હું આ ઉપાશ્રયની જડતી લઉં છું. તેમાં તમે મને રોકી શકશો નહિ. રોકશો તો મારે બળ વાપરવું પડશે." સજ્જને તાકીદ આપી.

"શું સિદ્ધરાજદેવ મહારાજના સેવકો આવા ઉદ્ધત છે? શું મહારાજાએ તેમને ધર્મસ્થાનોની અને ધર્માચાર્યોની અવગણના કરવા પરવાનગી આપી છે?"

"મુનિજી, મહારાજાએ શું કર્યું છે ને શું નથી કર્યું તે મને પૂછવાની જરૂર નથી. હું તો મારું કર્તવ્ય બજાવવાની નેમથી આવ્યો છું ને તે બજાવીશ જ." સજ્જન દૃઢતાથી બોલ્યો.

"હું પણ શ્રીમહારાજાધિરાજ સિદ્ધરાજદેવનો એક દરબારી છું, તે તમારે છેક ભૂલી જવું ન જોઈએ દરબાર!" મુનિ શાન્ત સ્વરે બોલ્યા.

"અત્યારે તો તમે મારી નજરે રાજના એક ગુન્હેગાર છો. તમારી જગ્યામાં રાજ્ય જેને પકડવા માગે છે તેવા રાજના કેદીને તમે સંતાડયો છે. વિશેષમાં તેને પકડવા માટે હું રાજાજ્ઞાથી આવ્યો છું છતાં ચાલાકી કરી તમે મને રોકો છો, એ બદલ તમારો જવાબ મહારાજા પાછળથી માગશે. ખસી જાઓ!" સજ્જન આગળ વધ્યો.

"સબૂર, તમારો કોઈ કેદી આ સ્થાનમાંથી ન નીકળે તો તમો આ ધર્મસ્થાનનો તથા ધર્માચાર્યનો જે અપરાધ કરો છો, તેનું પ્રાયશ્ચિત શી રીતે કરશો?" હિંમતથી સૂરિશ્વરે પૂછ્યું.

"રાજને પ્રાયશ્ચિત કરવાનું ન હોય મહારાજ! આઘા ખસો નહિ તો ન છુટકે તમને આઘા હડસેલવા પડશે." સજ્જન તપી ઊઠયો.

"આટલી બધી અવજ્ઞા? ભલે, હું સાધુ છું, મારી ધર્મજાયગાને

વિનાકારણ અપમાનિત થતી ચૂપચૂપ નહિ જોઈ શકું. હું અહિંથી નહિ ખસુ, તને ફાવે તે કરી લે." દઢતાથી સાધુપુરુષે સજ્જનને કહ્યું.

"જયંત, આમ આવ." રોષથી સળગતો સજ્જન એક સૈનિકને ઉદ્દેશીને બોલ્યો: "આ જોગટાને પેલા થાંભલા સાથે તાણી બાંધ. એ વગર તે ચૂપ નહિ થાય અને આપણને આપણું કામ નહિ કરવા દે."

જયંત ધીમેથી આગળ આવ્યો. તે પળવાર સાધુની દઢતા જોઈ ઠરી ગયો. તે જોઈ સજ્જન વધુ રોષાકૂળ બની બોલ્યો: "એનાથી ડરે છે તું?"

"ના, ના." કહી શરમીંદો પડેલો જયંત સાધુ તરફ બે ડગલાં આગળ વધ્યો. ઉપાશ્રયના સાધુઓ, શિષ્યો, સેવકો રોષ, ભય અને ચિંતાથી આ જોઈ રહ્યા હતા. સૂરિશ્વર પૂર્વવત શાંત સ્વસ્થ વદને જ્યાં હતાં ત્યાંજ સ્થિર ઉભા હતા. મહાકાય વિરાટ પુરુષ વ્હેંતિયા માનવોને જોઈ રહ્યો હોય એવી અવજ્ઞાથી સૂરિજી આ દ્રશ્ય જોઈ રહ્યા હતા.

પણ તેજ વખતે પાછળથી એક કોમળ અવાજ આવ્યો: "સબૂર જયંત, ઘડી સબૂર કર!" એ અવાજ પેલા જુવાન સૈનિકનો હતો. તે ત્વરિત પગલે આગળ આવ્યો અને સ્થિર થઈ ઉભેલા જયંતને તથા સૂચક નજરે તેના તરફ જોઈ રહેલા સજ્જનને કહેવા લાગ્યો: "આ ધાંધલની શી જરૂર છે? આપણે આપણા કાર્યથી જ કામ છે. સાધુજનને સંતાપવાનો આપણો હેતુ નથી."

"પણ આ સાધુ હઠીલાઈ કરે છે, તો પછી શું થાય?" અવજ્ઞાભર્યા સ્વરે સાધુ તરફ દ્દષ્ટિપાત કરી સજ્જન બોલ્યો.

"મહારાજ!" જુવાન સૈનિક જેના મુખે હજી મૂછનો અંકોડો હવે ફૂટતો હતો તે સાધુ તરફ વળી કોમળ સ્વરે કહેવા લાગ્યો:

"રાજાજ્ઞાનો અમલ અમારે કરવાનો છે, તેમાં આપે સહાય આપવી જોઈએ. આપ જેવા વિતરાગ પુરુષો અનુચિત કાર્ય નથી જ કરતા, તે અમારા નાયક સમજે છે. પણ રાજાજ્ઞા આગળ તે લાચાર છે."

"મારી સહાય તમારા નાયક માગે છે જ ક્યાં? માગે તો હું તેમને બધી મદદ આપવા તૈયાર છું. મારી તકરાર પણ એ જ છે કે, ધર્મસ્થાનમાં પેસતા પહેલાં ધર્માધિકારીને પૂછવું જોઇએ." શાન્ત સ્મિત કરી સૂરિજી બોલ્યા.

"માત્ર સમજફેર થાય છે મુનિરાજ! નાયકે પોતાના આગમનનો હેતુ તો આપને પ્રથમથી જણાવ્યો છે. હવે ફરી તેમની તરફથી હું ઉપાશ્રયનો તપાસ કરવા સગવડ આપવા તમને પ્રાર્થના કરું છું." જુવાન સૈનિક મુત્સદ્દીની કૂનેહથી બોલ્યો.

'ભલે, આવો, તપાસ કરો, પણ ધર્મસ્થાનની મરજાદા ન લોપાય તે શરતે રજા છે." હેમચંદ્રસૂરિ બોલ્યા અને આગળ થઈ ઉપાશ્રયના આંતરદ્વાર તરફ ચાલ્યા.

બે સૈનિકોને સાથે લઈ નાયક તથા પેલો જુવાન સૈનિક તેમની પાછળ ઉપાશ્રયમાં ગયા. બીજા સૈનિકોને આંગણામાં તથા દ્વાર નજીક સૂચના આપી ઉભા રાખવામાં આવ્યા.

"મારા જેવો રાજહિતચિંતક ધર્માધિકારી રાજરોષ થાય તેવું કામ કરેજ નહિ નાયક! પણ તમે જાતેજ જોઇ લ્યો અને તમારો કેદી અહીં હોય તો પકડી જાઓ." શાન્ત ભાવે સૂરિએ અંદર જઈ રજા આપી.

સૂરીશ્વરના બે પટ્ટશિષ્યો નાયકની સાથે ઉપાશ્રયના દરેક ભાગમાં ફર્યા અને તેની ખાત્રી કરાવી કે કુમારપાળ ત્યાં ન હતો. છેવટે તેઓ પેલા ભોંયરાના મુખ પર જ્યાં પુસ્તકોનો ઢગ કરેલો હતો ત્યાં આવી ઉભા.

"આ પુસ્તકોનો ઢગ તપાસી જુઓ!" નાયકે સૈનિકોને આજ્ઞા કરી.

સૈનિકોએ ઉતાવળથી જેમ ફાવે તેમ પુસ્તકો ફેંદી નાંખ્યાં. સાધુઓનો આત્મા સરસ્વતીના આવા અપમાનથી દૂભાતો હતો છતાં તે ચૂપ ઉભા રહ્યા. કુમારપાળનો કાંઈજ પત્તો ન પડવાથી નિરાશ મને છેવટે નાયક હેમચંદ્રસૂરીશ્વર બેઠા હતા તે જગાએ આવ્યો. તેણે થોડીવાર વિચાર કરી સૂરીશ્વરને પૂછ્યું: "તો કુમારપાળને તમે નથી જ સંતાડ્યો?"

સૂરીશ્વર હસ્યા. "તમને જે ખાત્રી થઈ હોય તે ખરી. હવે મને શા માટે પૂછો છો?"

"મને પાકો સંશય છે કે તે સ્તંભતીર્થમાં જ છે." નાયક બોલ્યો.

"હશે, તપાસ કરી જુઓ. નગર બહુ મોટું છે." સૂરીશ્વર સ્મિત કરી બોલ્યા.

તે જ વખતે એક શિષ્યે દોડતા આવી ઉદયનમંત્રીના આગમનની ખબર આપી. થોડી જ વારમાં ઉદયનમંત્રી લાલચોળ મુખે ત્યાં આવી પહોંચ્યો. મુનિને નમસ્કાર કરી તે આસન ઉપર બેઠો. પછી સજ્જન તરફ જોઈ તે બોલ્યો: "નાયક! તમે આજે જે કાર્યો કર્યાં છે તે વડે મહારાજાધિરાજ સિદ્ધરાજદેવનું પોતાનું જ અપમાન કર્યું છે!"

"આપ શ્રીમાન ઉદયનમંત્રી!" સજ્જને વિનયથી પ્રણામ કરતાં કહ્યું. પછી તે બોલ્યો: "આપની ગેરહાજરીમાં આપની હવેલીમાં તપાસ કરવાનું કર્તવ્ય મારે બજાવવું પડ્યું છે તે માટે લાચાર છું મહારાજ!"

"માત્ર લાચાર થવાથી જ ચાલશે નહિ. શ્રી મહારાજાધિરાજના એક મંત્રીના ભુવનમાં ધોળે દહાડે એક સામાન્ય સૈનિક વગર રજાએ

ઘૂસી જાય અને તોફાન મચાવે, સેવકોને ઘાયલ કરે અને મંત્રીની ઈજ્જતને હાનિ પહોંચાડે એ નાનીસૂની વાત નથી. તેને ઘટતી શિક્ષા થશે જ" ગંભીર સ્વરે મંત્રીએ સજ્જનને અવલોકતાં કહ્યું.

"પણ હું ક્યાં મારા ખાનગી કામે આવ્યો હતો મંત્રીજી!" સજ્જન બોલ્યો.

"એ તો હું બધો પુરાવો લઇ, શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરને પણ સાથે લઈ જ્યારે અણહિલપુર આવીશ અને મહારાજા સમક્ષ વિગતો રજૂ કરીશ ત્યારે જ તમારું માથું ઠેકાણે આવશે." ઉદયને દમથી સજ્જનને ડરાવવા માંડયો.

"પણ તમારી અને સૂરીશ્વરની વિરૂદ્ધનો પુરાવો તો મહારાજા સમક્ષ આજ પહેલાં રજૂ થઈ ગયો છે અને તમે અણહિલપુર આવો તેનીજ મહારાજાધિરાજ તથા મહામંત્રી રાહ જુએ છે." હવે સજ્જને વિનય છોડી વાત કરવા માંડી.

"એમ, આટલી બધી હિંમત! એક સામાન્ય નાયકની આવી ઉદ્ધતાઇ! ઠાકોર, ખબર છે કે હું ધારું તો અત્યારે તમને તમારી ટુકડી સાથે અટકમાં લઈ શકું?"

"ના, તમને તે સત્તા નથી. હું સ્તંભતીર્થનો સામાન્ય નાગરિક નથી. જુઓ, આ મહામંત્રીના હસ્તાક્ષરવાળું આજ્ઞાપત્ર. તેમાં મને અહિં આવીને તમારી સામે પણ જરૂર પડતાં બળ વાપરવા સત્તા મળેલી છે." સજ્જને ગર્વપૂર્વક આગળ વધી આજ્ઞાપત્ર મંત્રી સામે ધર્યું.

"નાનો નાનો પણ સાપનો કણો લાગે છે!" વણિકમંત્રી સમય પરખી મૂછમાં હસ્યા. તેના તરફ કરડી નજરે જોતો સજ્જનનાયક પોતાના માણસો સાથે બહાર નીકળ્યો.

## પ્રકરણ ૮ મું

### સવારનો સંકેત

સ્તંભતીર્થથી થોડે દૂર આવેલા એક ગામની બહાર એક નાનકડું તળાવ હતું. તે તળાવકાંઠે કેટલાક રબારી યુવકો એક મધ્યાન્હે બેસીને વિસામો લઈ રહ્યા હતા. જોડા તથા લાકડીઓ એક બાજુ મૂકી કેટલાક આડા થયા હતા, કેટલાક બેઠા હતા અને કેટલાક વડની વડવાઈઓની સાથે ઝૂલતા હીંચકા ખાઈ રહ્યા હતા. પાસેના ખેતરોમાં તેમનાં ઢોર ચરી રહ્યાં હતાં. પાવો વગાડતા વગાડતા એક બે છોકરાઓ તે તરફ નજર રાખી રહ્યા હતા.

એક ચાળીસેક વર્ષનો રબારી બધાથી જુદો એક ઝાડ તળે બેઠો હતો. તે અન્યમનસ્ક બનીને જમીન પર જાતજાતના લીસોટા સળી વડે દોરી રહ્યો હતો. તેનું ભવ્ય લલાટ, અને વિશાળ બાહુ બીજા રબારીઓથી તેને જુદો પાડી દેતાં હતાં. તેના વાંકડિયાળા વાળ અને સુંદર ગરદન સૌ કોઈને આકર્ષે તેવાં હતાં. જમીન પર

લીટા ખેંચતાં ખેંચતાં તે મન સાથે કોઈ ગીત ગણગણી રહ્યો હોય એમ લાગતું હતું.

બરાબર તે વખતે લાહ્ય વરસતા તડકામાં પરસેવાથી રેબઝેબ થતો એક સવાર તે તરફ આવી રહ્યો હતો. સવાર નજીક આવતાં તે એક નાનકડા કિશોર જેવો દેખાવા લાગ્યો. હજી મૂછનો અંકોડો પણ તેના મુખપર બરાબર ફૂટયો ન હતો. તે થાક અને પરસેવાથી કંટાળીને વિસામો લેવા માટે સામેના એક ઝાડ તળે આવી અશ્વ ઉપરથી ઉતરી પડયો. પરસેવો લૂછી અશ્વને બાંધીને ખેસ પાથરી તે બેસી ગયો. ઉપરણાના એક છેડા વડે પવન ખાતાંખાતાં તેણે પેલા રબારી તરફ નજર કરી. એ રબારીની ભવ્યતાથી તે નવાઇ પામ્યો હોય તેમ વારંવાર તેના તરફ જોવા લાગ્યો.

એ રબારી તે બીજો કોઇ નહિ પણ કુમારપાળ હતો. સ્તંભતીર્થમાં લાંબો સમય રહેવું ભયજનક જણાયાથી તે હવે રબારી લોકોના એક નેસમાં થોડા દહાડાથી રબારી બનીને રહ્યો હતો. ઉદયનમંત્રીએ જ તેને આ વ્યવસ્થા કરી આપી હતી, એટલે કુમારપાળને અહિં કશી મુશ્કેલી નડતી ન હતી.

પેલો સામા ઝાડ તળે આવીને બેઠેલો કિશોર સવાર વારંવાર પોતાના તરફ તાકીને જુએ છે, એમ જાણી કુમારપાળ મનમાં વહેમાઈ ગયો. સવાર ન જાણે તેમ તે તેના તરફ જોઇને તેની પ્રવૃત્તિની ખબર રાખવા પ્રયાસ કરવા લાગ્યો. થોડીવારે તે સવાર ધીમેધીમે કંઈક ગાવા લાગ્યો. જાણે કુમારપાળ પોતાની સામે જુએ છે કે નહિ તેની ખાત્રી કરતો હોય તેમ તે વારંવાર ગાતાં ગાતાં કુમારપાળ તરફ સૂચક દ્રષ્ટિએ જોવા લાગ્યો.

સવારનું ગીત ઘણું અસ્પષ્ટ હતું. કુમારપાળ તેનો શબ્દાર્થ સાંભળી શકતો ન હતો. તે મનમાં મૂઝાતો બેસી રહ્યો હતો. પોતાના ત્યાંથી

ચાલ્યા જવાથી વખતે એ સવાર ગુર્જરેશ્વરનો ગુપ્તચર હોય તો ચેતી જાય, એમ માની કુમારપાળ એની કશીજ પરવા ન હોય એવો બાહ્ય ભાવ પ્રદર્શિત કરતો બેસી રહ્યો.

થોડીવારે કુમારપાળે ઈરાદાપૂર્વક પેલા સવાર ભણી પોતાની પીઠ ફેરવી. જો કે તેના મનની આંખો તો તેની સામે જ હતી. પણ સવાર પોતાના પ્રત્યે વધુ આકર્ષાય નહિ તે ખાતર તેણે આ પ્રમાણે કર્યું હતું. થોડીવારે સવાર વધુ સ્પષ્ટ રીતે ગાવા લાગ્યો:—

"ઢાંકયો ઢંકાય ના રે ત્રિલોકમાં સૂરજ સોહામણો,
ઢાંકયો ઢંકાય ના રે કે શશિયર રૂપેરી રાતમાં;
આહિરના વેશમાં રે કે નંદનો છૈયો છુપાય ના,
પંડિત છુપાય ના રે કે ગામડી વાણીને વાતમાં."

આ પંક્તિઓ સાંભળી કુમારપાળ વધુ ચમકયો. જાણે એ સવાર પોતાના ગુપ્તવેશ વિષે જ સૂચન કરી રહ્યો હોય એમ તેને લાગ્યું. સવાર પોતાને ઓળખી ગયો હશે? ઓળખી ગયો હોય અને દુશ્મન પક્ષનો હોય તો આ પ્રમાણે સૂચક ગીત શા માટે ગાય! ત્યારે શું તે કોઈ મિત્રનો દૂત હશે? આ પ્રમાણે અનેક પ્રશ્નો કુમારપાળના મનમાં ઊઠયા. કઇક નિર્ણય કરી કુમારપાળે હવે પોતાનું મુખ પુનઃ સવાર બેઠો હતો તે દિશામાં બદલ્યું અને તે સળી વડે જમીન પર લીટા દોરવા લાગ્યો. વચ્ચે વચ્ચે સવાર તરફ તે ચોરી છુપીથી જોઈ લેતો હતો.

થોડીવારે સવારે વળી બીજું ગીત લલકારવા માંડ્યું સદ્‌ભાગ્યે ગીતની ભાષા નાગરિક હોવાથી બીજા રબારીઓને તે ખાસ ધ્યાનપાત્ર લાગ્યું નહિ. પણ તે ગીત કુમારપાળ ધ્યાનથી સાંભળી રહ્યો. તે ગીત નીચે પ્રમાણે હતું:—

"પુષ્પાને કાંઠડે ધરણિધર છેતર્યો, આવે જો યાદ તો શંકાઓ છોડ !
"શંકાઓ છોડ ને નયનોને જોડ કે કાઢી શકાય મુજ મૂંઝવણનો તોડ !"

આ પંક્તિઓ બોલીને સવાર હવે સીધી રીતે કુમારપાળ તરફ તાકી રહ્યો હતો. કુમારપાળે ગીતની પંક્તિઓ સાંભળી અને તે સમજ્યો કે એ કિશોર સવાર કોઈક મિત્રનો દૂત હોવો જોઇએ. તેમ ન હોય તો તે પુષ્પા નદીના કાંઠે ધરણિધર સાથે બનેલા બનાવનો ઉલ્લેખ સંકેત તરીકે શી રીતે કરી શકે ? આમ વિચારી તેણે બીજા રબારી લોકોનું એ તરફ ધ્યાન ન હતું, તેની ખાત્રી કરી લઈ પેલા કિશોર તરફ સ્થિર નજર કરી.

કિશોર તે નજરને પકડી લેતાં પલકી પડયો. એ પલકભર્યું મુખ જોતાં કુમારપાળ વળી વિચારમાં પડી ગયો. એ હાસ્યભંગી, એ મુખાકૃતિ, એ કોમળસ્વર એ બધું પરિચિત હોય તેમ કુમારપાળને લાગ્યું. તેણે થોડીવાર તે યાદ કરવા પ્રયાસ કર્યો પણ મનસ્તાપ અને દુઃખથી નિર્બળ બનેલી તેની સ્મરણશક્તિ તે ઝટ યાદ ન કરી શકી. ગમેતેમ, પણ હવે એ કિશોર મિત્ર છે એમ માનવામાં કુમારપાળને કાંઇ હરકત જણાઇ નહિ.

કિશોરનું સરળ હાસ્ય વિશ્વાસપ્રેરક તથા આકર્ષક હતું કુમારપાળ તે હાસ્યથી પુલકિત બન્યો તે સવાર સમજી ગયો પોતાના મનની મૂંઝવણ પણ તે જાણે એ હાસ્યદ્વારાપ્રગટ કરતો હોય તેમ લાગતું હતું. પણ તેની જોડે વાતચીત કેવી રીતે કરવી તે કુમારપાળને ન સમજાયું. રબારીઓના દેખતાં તેમ કરવું ઉચિત પણ ન હતું. કારણ તેઓ પણ કુમારપાળને તેના યથાર્થ નામથી તો નહોતા જ ઓળખતા.

કુમારપાળની આ મૂંઝવણ જાણે પેલો નાનકડો કિશોર સમજી ગયો હોય તેમ ફરી સાંકેતિક ગીત વડે કુમારપાળને સૂચન કરી રહ્યો :—

"તટિની તણું કોતર રમ્ય જ્યહીં
ઘનઘોર ઘટા તરુ કેરી ત્યહીં,
તપ શીવઝટા વટ વૃક્ષ ધરી
કરતો દિનને નિશ ચાલ ત્યહીં.

ઉરના તુજ સંશય સૌ ટળશે
વળી મિત્રકથા તવ સાંપડશે
નવ દક્ષ! પડો લવ વ્હેમ વિષે
ઝટ આવ સુધીર કંઈક મિષે."

આ સ્પષ્ટ સૂચન કુમારપાળને તુરત સમજાઈ ગયું. નદી તીરના કોતરમાં એક મોટું વડનું વૃક્ષ હતું. તે કુમારપાળે રબારીઓ સાથે આંથડતાં એક બે વાર જોયું હતું. તે વડવૃક્ષ નીચે મિત્રકથા સંભળાવવા માટે પેલો કિશોર પોતાને બોલાવી રહ્યો હતો એમ કુમારપાળ સ્પષ્ટ સમજી ગયો.

કોઈને સંશય ન પડે તે રીતે કુમારપાળે સ્મિત કરી માથું હલાવીને સંમતિ સૂચિત કરી. તે જોઈ પ્રસન્ન વદને સવાર ઊભો થયો અને ઘોડા ઉપર સામાન ગોઠવી સવાર થઈ સાંકેતિક કોતર તરફ ચાલ્યો ગયો. કુમારપાળ તેને જતો જોઈ રહ્યો.

થોડીવાર રહીને કુમારપાળ આળસ મરડી ઉભો થયો. પગમાં જોડા પહેરી ડાંગ લઈને તે બોલ્યો: "હું જરા નદી પર જઈ આવું કુરશી! ટેટી સારી હોય તો લઈ આવવા મન થયું છે આજતો."

પાસેના વૃક્ષ તળે આડો થયેલો કુરશી બોલી ઊઠયો: "હા, હા જાવ! બે ચાર વધુ લાવજો કે બધાય કડકો કડકો પામી શકે."

કુમારપાળ પેલા સવારના અશ્વના પગલે પગલે નદી ઉતરીને સામે પાર આવેલા કોતરમાં દાખલ થયો. કોઈ પોતાની પાછળ

આવતું નથી અગર દેખી જતું નથી તેની ખાત્રી માટે કુમારપાળ વારંવાર પાછળ તથા આજુબાજુ ચપળ નજરે જોતો હતો અને આગળ ચાલ્યો જતો હતો. એમ ચાલતાં ચાલતાં તે પેલા વડ નીચે આવી ઊભો રહ્યો.

પણ આશ્ચર્ય! વડ નીચે કોઈજ ન હતું. ત્યાંથી આગળ અશ્વનાં પગલાં પણ જણાતાં ન હતાં. એટલામાં જ ક્યાંક સવાર સંતાયો હશે એમ માની કુમારપાળ થોડીવાર ત્યાં ઊભો રહ્યો.

"કેમ મહારાજ! કુશળ છો ને?" પાછળથી એક અવાજ સંભળાયો. તે અવાજ પેલા કિશોરનો જ હતો. તે પોતાના અશ્વને નજીકમાં કોઈ ગુપ્ત સ્થળે બાંધીને ત્યાં આવ્યો હોય એમ કુમારપાળને લાગ્યું.

"હા, પણ તમે...?" કુમારપાળ જરા અચકાયો. તે આ સવારનું નામઠામ હજી જાણી શક્યો ન હતો. એટલે ગૂંચવણથી બોલી ઊઠયો.

"હું તો મજામાં છું અને કેવી ઘોડેસવારી કરું છું તે તો આપ જાતે જ જુઓ છો!" કિશોર હસ્યો.

"પણ મને તમારી ઓળખાણ હજી નથી પડી, નવયુવાન!"

"તો વગર ઓળખ્યે એક અજાણ્યા આદમીની સાથે આવા એકાંત જંગલમાં ખેંચાઈ શા માટે આવ્યા, મહારાજ?" યુવાન વિનોદભરી રીતે હસ્યો.

"ભાઈ, તારું મધુરહાસ્ય અને ગીત મને અહિં ખેંચી લાવ્યું છે. તું મિત્ર છે એવી તો મને ખાત્રી છે." કુમારપાળે જવાબ આપ્યો.

"આટઆટલાં દુઃખ પડ્યાં ત્હોયે હજી એવા ભોળા રહ્યા મહારાજ!"

કુમારપાળ કંઈ બોલ્યો નહિ એટલે થોડીવારે કિશોર ફરી બોલ્યો: "મહારાજ, આટલા ટૂંક સમયમાં ભૂલી ગયા? મને ન ઓળખી? રાજા થયા પછી તો વળી અમે યાદજ ક્યાંથી આવીશું ત્યારે?"

"અરે! તું? આ વેશમાં, આવી રીતે?" કુમારપાળ હવે ચમકીને એકદમ બોલી ઊઠ્યો. કિશોર યુવાન નહિ પણ યુવતી હતી તે ભાન થતાં જ તેણે તેને ઓળખી કાઢી.

"હા, મહારાજ હું છું. પણ ધીમે બોલો. કોઈ જતું આવતું માણસ સાંભળે નહિ તે રીતે ગુપ્ત વાત કરવાની છે." યુવતીએ સૂચના કરી.

"બોલ સરસ્વતી. મારો મિત્ર બંસી શું કરે છે તે પહેલાં કહે." કુમારપાળે યુવતીને પૂછ્યું.

"તેજ કહું છું. તે જ કહેવા આટલે દૂર તમને શોધતી આવી છું." સરસ્વતી ધીમા સ્વરે બોલી.

## પ્રકરણ ૯ મું.

### સરસ્વતીએ આપેલા સમાચાર

પણ આ વખતે સરસ્વતીનો સ્વર બદલાઈ ગયો. બંસીનું નામ કુમારપાળે લીધું તેવી જ તે નરમ બની ગઇ. તેની વિનોદવૃત્તિ ઉડી ગઇ અને પડેલા અવાજે તે ફરી બોલી: "મહારાજ! તમારા મિત્રના સમાચાર તમને આપવા માટે જ આટલું સાહસ મેં આ જીવનમાં આ પહેલી વખત જ કર્યું છે."

"શું, મિત્ર બોસરી પર કોઇ આફત આવી છે સરસ્વતી?" કુમારપાળે ચમકીને સરસ્વતીના નિસ્તેજ વદન ઉપર નજર કરી પૂછ્યું.

"તેવું જ છે મહારાજ!" ભીની આંખે સરસ્વતી બોલી.

"સરસ્વતી, ઝટ મને બધી વાત જણાવ. બોસરી માટે મને બહુ ચિંતા થાય છે. મારો સાચો મિત્ર માત્ર તે જ છે." કુમારપાળે ઉત્કંઠિત સ્વરે કહ્યું.

"મહારાજ, તેથીજ તમને શોધતી આવી છું."

"સરસ્વતી હવે ઝટપટ શું થયું છે તે મને કહી દે. તારી વાતથી મારો જીવ તાળવે ટીંગાયો છે." કુમારપાળ વધુ ઉત્કંઠ બન્યો.

"મહારાજ, તમારો મિત્ર અત્યારે મહોબકપુરની તુરંગમાં બંદીવાન બન્યો છે."

"કારણ?" કુમારપાળ તુરત બોલી ઊઠયો.

"કારણુ એ જ કે મહારાજા સિદ્ધરાજ જયસિંહદેવ મહોબક પર ચઢાઈ કરી પાછા ગયા પછી મદનવર્માના મંત્રીઓ પર આપનો પત્તો પાડી આપવા દબાણુ કરતા ગયા છે. કહે છે કે બંને રાજ્યોની વચ્ચે સલાહ થઇ તેમાં એક ગુપ્ત શરત આપનો પત્તો પાડી આપવાની પણુ હતી. પણુ મહોબકપુરના ગુપ્તચરો એટલા ચતુર નથી કે બીજે ક્યાંય, આપનો તપાસ કરી શકે. તેઓએ માત્ર આપના મિત્રને વહેમ પરથી અધિકારીઓ પાસે પકડાવ્યા છે. તેઓ એમ માને છે કે, બંસીધર ઉપર દબાણુ કરવાથી, તેમને તુરંગમાં રાખી દુઃખ આપવાથી તેઓ તેમને આપનો પત્તો આપશે." ઝડપથી બોલતી સરસ્વતી શ્વાસ ખાવા થોભી.

"ચંદ્રશેખર શાસ્ત્રી આમાં વચ્ચે ન પડયા?" કુમારપાળે પૂછ્યું.

"ના, અને તે હવે પડશે પણુ નહિ. રાજ્યના મંત્રીઓની સખ્ત ચેતવણી પછી તેઓ બદલાઈ ગયા છે. બંસીધરને પણુ તેઓ હવે તો એવી સલાહ આપે છે, કે તે આપનો સંગ છોડી દે." સરસ્વતીએ ખુલાસો કર્યો.

"તો તું અહિં આટલે બધે દૂર આવી શી રીતે?"

"મને ધરણિધરે આપની પાસે મોકલી છે મહારાજ! શાસ્ત્રીજી પાસેથી મેં પંદર દિવસ મોસાળ જવાને મિષે રજા લીધી છે અને પછી અહીં આવી છું."

"તો ધરણિધર કાંઇ મદદ કરે તેમ નથી ?" કુમારપાળે પૂછ્યું.

"એજ કંઇક મદદ કરશે. મારો વીરો ધરણિધર જ અત્યારે મારી મદદે ધાયો છે મહારાજ! તે સિવાય કોઈજ નથી." ગદગદ સ્વરે સરસ્વતી બોલી. ધરણિધરની સહાનુભૂતિના સ્મરણથી તે રડવા લાગી ગઈ.

"સરસ્વતી, શા માટે આંસુ સારે છે? સહુ સારાં વાનાં થશે." કુમારપાળે તેને આશ્વાસન આપ્યું. કુમારપાળ પોતે પણ મિત્ર પરના સંકટની વાત જાણી અંતરમાં વ્યાકુળ બની રહ્યો હતો એટલે તે વધુ બોલી શક્યો નહિ. તેની દ્રષ્ટિ સમક્ષ બોસરી (બંસીધર)નું હસતું મોં આવી ખડું થયું. તે હસતા મોં પર આજે કેવી ગ્લાનિ પ્રસરી ગઈ હશે તે વિચાર આવતાં કુમારપાળનું અંતર સણસણી ઊઠ્યું. મિત્રને કોઈ પણ રીતે મદદ કરવી જ જોઇએ એમ તેનો અંતરાત્મા પોકારી રહ્યો.

"મહારાજ! બંસીધર પોતે બચવા માટે કાંઇ જ પ્રયાસ કરવા ના પાડે છે." બાળા રડતા અવાજે કહેવા લાગી.

"એનું શું કારણ ?" આશ્ચર્યથી કુમારપાળ બોલી ઊઠ્યો.

"ધરણિધર પોતે તુરંગમાં પૂરાઇને એને છોડાવવા તૈયાર થયો હતો. પણ એ વાતની એણે સાફ ના પાડી દીધી. પોતાને બદલે ધરણિધરને કે બીજા કોઇને આપત્તિમાં નાંખવા એ નથી માગતો."

"પણ એમ શા માટે થવું જોઇએ! એને બદલે બીજાને પૂર્યા વગર એને છોડાવવાનો કોઈ માર્ગ નથી? ધરણિધર કુશળ માણસ છે. એણે એ વિચાર્યું તો હશે જ સરસ્વતી!" કુમારપાળે જરા વિચાર કરી પૂછ્યું.

"મહોબકની તુરંગની વાત એવી છે કે એકને બદલે બીજો

માણુસ અંદર છાનોમાનો પૂરાઈ જાય તો દિવસો સુધી અસલ માણુસ ભાગી ગયાની ખબર તુરંગના અધિકારીઓને પડે તેમ નથી હોતું. આથી બંસીધરને ભાગીને માળવામાં છુપાઈ જવાની તક પૂરેપૂરી મળે માટે ધરણિભાઇ એટલો બધો સ્વભોગ આપવા તૈયાર થયા હતા." સરસ્વતીએ ખુલાસો કર્યો.

"ધરણિધરની એવો ભોગ આપવાની વલણ તો પ્રસંશાપાત્ર છે. પણ તે બંસીધર જેવો વિદ્વાન વિપ્ર ભાગ્યે જ સ્વીકારે. ધરણિધર જેવા મિત્રને સદા માટે ગૂમાવી તે તુરંગમાંથી છુટો થાય એવો સ્વાર્થી નથી. પણ બોસરી છુટે અને ધરણિધર પણ છુટો રહે એવી કોઈ યોજના નથી ?" કુમારપાળે કહ્યું.

"છે, પણ હવે તો પોતાને માટે બીજા કોઈ જોખમ ખેડે એ એમને પસંદ નથી. થાકીને છેવટે મહોબકપુરના અધિકારીઓ એમને છોડી મૂકશે એવી વ્યર્થ આશા પણ એમના મનમાં છે. પણ મહોબકપુરના કારાગારમાં તો કૈંક માણસો વગર તપાસે વર્ષોથી સડે છે એની એમને ખબર નથી."

"મૂર્ખ છે ત્યારે એ ! એવી આશાએ કારાગારમાં બેસી રહે-વાય ? તારી દયા પણ એને નથી આવતી સરસ્વતી ?" કુમારપાળે પૂછ્યું.

"ના અત્યારે એ ધૂની પંડિત કોણ જાણે કેમ કઠોર બની ગયો છે. ગુપ્તપણે બહુ સમજાવતાં કહે છે કે મને કારાગારનો મોહ છે. મને હેરાન ન કરશો. આવું આવું વિચિત્ર બોલે છે મહારાજ !"

"ધરણિધર હામ ભીડે તો એ ચક્રમને કારાગારમાંથી અમે બે જણા બહાર ખેંચી લાવીએ." કુમારપાળ જરા વિચાર કરી બોલ્યો.

"મહારાજ, તમે તેમના સાચા મિત્ર છો. પણ આવે વખતે

તમને પાછા મહોબકપુરમાં લઈ જતાં અમારો જીવ નથી ચાલતો. આપને ત્યાં લઈ જવાથી કદાચ ઉલમાંથી ચૂલમાં પડવા જેવો પ્રસંગ આવે. માટે આપને ત્યાં લઇ જવાની અમારી ઇચ્છા નથી." સરસ્વતીએ ગદ્ગદ સ્વરે કહ્યું.

"પણ મારો મિત્ર ત્યાં કારાગારમાં સડયા કરે અને હું અહિં હાથ જોડી બેસી રહુ તો મારા જેવો કૃતઘ્ની કોણ?"

"મહારાજ, આટલી લાગણી ઓછી નથી. વળી આપના જીવને જોખમમાં નાંખીને આપના મિત્રને છોડાવવા જતાં એ છુટશે પણ નહિ."

"તો હું શું કરું? મને માર્ગ બતાવ સરસ્વતી!" કુમારપાળે અકળાઈને પૂછ્યું. તે સરસ્વતીના મોં ભણી મૂંઝવણથી જોઇ રહ્યો.

"હું તમારી પાસે એક મદદ માટેજ આવી છું. તે મદદ કરો પછી બીજું ધરણિધર સંભાળી લેશે." સરસ્વતીએ કહ્યું.

"શી મદદ કરવાની છે? ઝટ કહે, હું તૈયાર છું."

"તમારા મિત્રને એક એવો આગ્રહભર્યો પત્ર લખી આપો કે, તારી ખાસ જરૂર પડી છે. તારા વિના મોટી આફત ઉભી થાય તેમ છે. માટે ધરણિધર સૂચવે તે માર્ગે આવી મને ઝટ ભેગો થા આવા તમારા પત્રની જરૂર અસર થશે અને કારાગારમાંથી તે પત્ર વાંચી તે છુટવા તૈયાર થશે." સરસ્વતીએ ટૂંકામાં સમજ પાડી.

"આટલા માટે તું સેંકડો કોશની સફર કરી અહિં આવી છે? મને મૂર્ખ બનાવવો છે? શું તને ધરણિધરે આવી સલાહ આપી છે? મારી હાંસી શા માટે કરે છે સરસ્વતી?" કુમારપાળ ખીજાઇને બોલ્યો.

"ખરેખર, એટલાજ માટે હું આવી છું મહારાજ!"

"એવો પત્ર લખી આપી તમાસો જોવા બેસી રહું એવો હું કૃતઘ્ન નથી. હું જાતે મહોબકપુર આવી તેને સમજાવીશ." કુમારપાળે કહ્યું.

"મહારાજ! તમે પણ એના જેવાજ હઠીલા થશો ?" સરસ્વતી બોલી ઊઠી.

"તને ખબર નથી સરસ્વતી, એ બોસરી મારે માટે કેટકેટલું દુઃખ વેઠીને છેવટે આજે કારાગારમાં પૂરાયો છે? તેને છોડાવવા જતાં છેવટે મારે પોતાને પૂરાવું પડે તો પણ હરકત નથી. એણે તો ઉચ્ચ પ્રકારનો સ્વભોગ મારી ખાતર આપી દીધો છે. મારે તો એનો બદલો માત્ર વાળવાનો છે. હું એની તોલે તો ન જ આવું. છતાં મારી ફરજ તો મારે બજાવવી જ પડશે." કુમારપાળ કૃતજ્ઞતાપૂર્વક કહેવા લાગ્યો.

"મહારાજ! એ ખરું પણ એણે આટઆટલાં દુઃખ વેઠીને તમને શા માટે સહાય કરી છે તે જાણો છો ?" બાળાએ પૂછ્યું.

"તું જ કહેને ?" કુમારપાળ ગૂંચવાઈને બોલ્યો.

"એટલા માટે કે આપ મહારાજા જયસિંહદેવના રોષમાંથી બચીને એક દિવસ ગુર્જરેશ્વર થાઓ. તમે જાતે મહોબક આવીને એની આ આશા ધૂળમાં મિટાવવા માગો છો? એને બદલે તમે પકડાઈ જાઓ તો એ આપોઆપ છુટા તો થાય પણ પછી એ તમારા વગર જીવશે એમ માનો છો ? કદી નહિ મહારાજ! મારું માનો અને મેં કહ્યું તેવો પત્ર લખી આપો કે તે લઇ હું આજે સાંજે રવાના થઈ જાઉં." સરસ્વતીએ કુમારપાળને સમજાવ્યો.

"સરસ્વતી, બેન સરૂ! જગતમાં યશનાં ભાગી તમારે અને બંસોને બેને જ થવું છે ખરું ? મને કરેલા ઉપકારનો બદલો પણ

વાળવાની તક નથી આપવી ? એ તો નહિ જ બને. હું જરૂર તારી સાથે મહોબકપુર આવીશ.” દૃઢતાથી કુમારપાળ બોલ્યો. તેના હૃદયમાં બોસરી માટે અનહદ સ્નેહ ઉભરાઇ રહ્યો હતો. એ સ્નેહના પ્રવાહમાં એનો સ્વાર્થ ધોવાઈ ગયો હતો. આ વખતે ગુર્જરેશ્વર થવાની લાલચ તેને તૃણવત લાગી. સ્નેહનો મહિમા જ એવો છે. એ તૃણને મેરૂ કરે અને લોહને સુવર્ણ બનાવે છે.

“મહારાજ ! હું મૂર્ખ કે તમારી પાસે આવીને આ વાત કરી.” સરસ્વતી બળતા જીગરે બોલી ઊઠી.

“સરસ્વતી, સંતાપ ન કરીશ. ધરણિધરને મળીને હું એવો રસ્તો કાઢીશ કે બંસીધર છુટશે અને અમે બંને મિત્રો સલામત રીતે છુટા રહી શકીશું. હું આજે રાત્રે બીજા પ્રહરે અહિં જ આવી તારી સાથે પ્રવાસમાં જોડાઈશ. તું આ પાસેની ગોંસાઈની જગામાં ઉતરી છે ખરું ?”

“હા !” સરસ્વતી ડુમો ભરાઈ આવવાથી માત્ર એટલું જ બોલી શકી.

# પ્રકરણ ૧૦ મું

## મહોબકપુરની સીમમાં

કુમારપાળ અને સરસ્વતી રાતદિવસ મુસાફરી કરતાં, માર્ગમાં તાજા અશ્વો બદલતાં બદલતાં કેટલાક દિવસ બાદ મહોબકપુર આવી પહોંચ્યાં. બંસીધરની હઠનાં વધુ કારણો માર્ગમાં જ સરસ્વતી પાસેથી કુમારપાળે જાણી લીધાં હતાં. તે પરથી તેણે એવું અનુમાન બાંધ્યું હતું કે, પોતાની ખાતર કોઇને જોખમમાં નહિ ઉતારવાની ખાતર જ બંસીધર કારાગારમાંથી ગુપ્ત રીતે છુટવાની ના પાડતો હતો. એને સારી પેઠે સમજાવી બહાર ખેંચી લાવવામાં પોતે સફળ થશે જ એમ કુમારપાળના મનમાં ખાત્રી હતી. એટલે સરસ્વતીને આશ્વાસન આપતાં તેણે ઉત્સાહપૂર્વક આ લાંબી મુસાફરી થોડા જ દહાડામાં પૂરી કરી દીધી હતી.

સરસ્વતી કુમારપાળની બંસીધર માટેની લાગણી જોઈ મનમાં ઘણી જ પ્રસન્ન થઇ હતી, પણ કુમારપાળની સલામતી માટે તે અહર્નિશ સાવધ રહેતી અને મનમાં પ્રભુને પ્રાર્થના કર્યા કરતી હતી કે કુમારપાળ પર કોઇ મુશ્કેલી આવે નહિ. કુમારપાળને પોતે તેડવા ગઈ હતી તેથી તે મહોબક આવ્યો છે, એમ બંસીધર જાણશે તો તે પોતાની ઉપર બહુ જ ગુસ્સે થશે, એમ તે જાણતી હતી. પણ કુમારપાળને મહોબક આવતો રોકવામાં તે નિષ્ફળ નીવડી હતી. એટલે લાચારીથી જે થાય તે જોયા સિવાય બીજો માર્ગ નથી એમ તેણે માન્યું.

કુમારપાળ રબારીના વેશમાં જ સરસ્વતી સાથે મુસાફરી કરી રહ્યો હતો. બીજા કોઈ પણ વેશ કરતાં એ વેશ તેને પ્રચ્છન્ન રાખવામાં વધુ મદદગાર થાય તેમ હતો એમ એ માનતો હતો. સરસ્વતી તથા કુમારપાળ મહોબકપુરની સીમમાં આવી પહોંચ્યાં તે વખતે રાત પડી ગઈ હતી. દૂરથી નગરના ઝગમગતા દીપકો દેખાતા હતા અને વસ્તીનો કોલાહલ સંભળાઇ રહ્યો હતો. સરસ્વતી આગળ હતી અને કુમારપાળ તેની પાછળ પોતાના અશ્વને દોરી રહ્યો હતો. છેવટે એ નિર્જન વગડામાં એક વૃક્ષ ઘટામાં એક શીવાલય હતું ત્યાં આવી સરસ્વતી ઉભી રહી.

શિવાલયની આસપાસ મજબૂત થૂવરની વાડ હતી. તેમાં દાખલ થવા નાનો લાકડાનો ઝાંપો હતો. સરસ્વતી ઝાંપા આગળ અશ્વ ઉપરથી ઉતરી અને ઝાંપો ઉઘાડી અશ્વને અંદર દોરી ગઇ. કુમારપાળ પણ તેની પાછળ અંદર ગયો. અંદર મોટું મેદાન અને એક કૂઈ હતી. શિવાલયથી થોડે દૂર એક બેઠાઘાટનું પણ મોટું મકાન હતું. તે તરફ જરા આગળ વધીને સરસ્વતીએ બૂમ મારી: "રામગિરિ, એ રામગિરિ!"

થોડી જ વારમાં એક ભગવા ફેંટાવાળો જુવાન ત્યાં આવી ઊભો. તેના તરફ જોઈને સરસ્વતીએ કહ્યું : "આ અશ્વોને લઇજા. ખવડાવી પીવડાવી તૈયાર રાખજે."

રામગિરિએ અશ્વો બીજા એક સેવકને સોંપી દીધા અને પછી તે સરસ્વતીની કઇ વધુ સૂચના હોય તો તે સાંભળવા ઇંતેજાર બની ઊભો રહ્યો.

"ગિરિ, આ મ્હેમાન આજે રાતે અહિં જ રહેશે. તેમની વ્યવસ્થા બરાબર કરજે." સરસ્વતીએ રામગિરિને ફરી કહ્યું.

"કંઇ હરકત નહિ બેન!" ગિરિએ ટૂંકો જવાબ આપ્યો.

"હવે હું જઇશ. તમે આરામ કરો. રાત્રે બધું નક્કી કરીશું." ધીમેથી કુમારપાળના કાનમાં સરસ્વતીએ કહ્યું.

"મારાથી હવે બોસરીને મળ્યા સિવાય બહુ સમય નહિ રહેવાય." કુમારપાળે કહ્યું.

"તે ખરું, પણ જેમ મેં ધીરજ રાખી છે તેમ તમારે પણ રાખવી પડશે. નારીથી પણ વધુ નિર્બળ થશો તમે?" ધીમેથી સરસ્વતી પલકી રહી.

"નારી? સરસ્વતી તું તો સાક્ષાત નારાયણી જેવી સમર્થ છે. તે વગર આવાં સાહસ આટલી ધીરજથી તું શેં કરી શકે?" કુમારપાળ પ્રસંશાના ભાવથી બોલ્યો.

"મારાં વખાણ કરવાનો આ સમય નથી મહારાજ! ઇચ્છા હોય તો ગુજરાતની ગાદીએ બેઠા પછી મને "નારાયણી"નું બિરુદ આપજો. અત્યારે અલમ્. હું જાઉ છું." સરસ્વતી ત્યાંથી અંધકારમાં અદ્રસ્ય થઈ ગઈ.

કુમારપાળ પછી દૂર ઉભેલા ગિરિની પાછળ અંદર ચાલ્યો. પેલું બેઠા ઘાટનું મકાન ધર્મશાળાનું હતું. તેમાં નાની નાની ઓરડીઓની હારો બંને બાજુએ હતી. વચ્ચે એક મોટો ખંડ હતો, અને આગળ ઓસરી હતી. ગિરિએ દીવો મંગાવી એક ઓરડી ખોલી આપી. તેમાં એક ખાટલો અને ગાદલાં તૈયાર હતાં. ગિરિ કુમારપાળને ત્યાં બેસાડીને ગયો તે પછી થોડીવારે જળપાત્ર અને ખાવાનું આવ્યું. કુમારપાળને ઘણા દિવસથી પ્રવાસમાં પૂરતો ખોરાક મળ્યો ન હોવાથી તેણે આજે પેટ ભરીને ખાધું અને પછી તે ખાટલામાં આડો થયો.

રામગિરિ સરસ્વતીની આજ્ઞા નમ્રતાથી ઊઠાવતો હતો અને તેની સૂચનાથી પોતાના જેવા અજાણ્યા મુસાફરોનો આવો સત્કાર કરી રહ્યો હતો, તે શા કારણથી તેનો કુમારપાળ વિચાર કરવા લાગ્યો. શું ચંદ્રશેખરની ભત્રીજી તરીકે તે આવી સેવા મેળવતી હશે ? અગર આ સ્થાનના માલિકને તે પૈસા આપતી હશે ? વગર સ્વાર્થે છુપા માણસોને કોઇ સંઘરે ખરું ? આમ જાતજાતના તર્કવિતર્ક કુમારપાળના મનમાં ઊઠી રહ્યા હતા.

વળી પોતાને મળવા આવી ત્યારે પણ સરસ્વતી ગુજરાતના (સ્તંભતીર્થની હદના) પેલા ગામથી દૂર નદીતીર પાસે આવેલા ગોસાઇના મઠમાં ઉતરી હતી, તે પણ હવે કુમારપાળને યાદ આવ્યું. શું આ સાધુ, બાવાઓ, ગોંસાઇઓની આખી સાંકળ કોઈ ગુપ્ત સંબધથી સંધાઈ હશે ? કે પછી સરસ્વતીએ તેમને લાલચ આપી વિશ્વાસમાં લીધા હશે ? આવા ધર્મસ્થાનોમાં ગુપ્ત ચળવળ કરનારાઓને હંમેશાં આવી રીતે આશ્રય મળી રહેતો હશે ? કુમારપાળ—રાજમહેલમાં ઉછરીને મોટો થયેલો કુમારપાળ આવી પરિસ્થિતિથી તદ્દન અજ્ઞાન હતો, એટલે તેને આવા વિચારો આવવા લાગ્યા.

એને ખબર ન હતી કે સાધુ બાવાઓની ગાદીઓ અને જમાતો

રાજપદ્દવિની હરિફાઇ કરી શકે તેવું પોતાનું નોખુ તંત્ર ચલાવતી હતી. સત્તા, દ્રવ્ય અને રાજ્યાશ્રય મેળવવાની તૃષ્ણા સાધુ બાવાઓમાં કેટલી ઉત્કટ હતી અને તે માટે તેઓ કેવાં અનિચ્છનીય કાર્યોમાં સામેલ થતા તેનો કુમારપાળને ખ્યાલ ન હતો. સંસારનાં બીજાં બધાં બંધનો ફગાવી દઇને અલગ બની બેઠેલા બાવાઓ–સાધુઓ વખત આવ્યે ભલભલા શૂરવીરો ન કરી શકે તેવાં સાહસિક કાર્યો સિદ્ધ કરતા અને એ રીતે પોતાના અખાડાને કે આચાર્યને ભારે લાભ કરી આપતા. આવી વાતો કુમારપાળના અનુભવ બહાર હતી એટલે તે આજે આ વિષયના તર્કમાં પડી ગયો હતો.

હેમચંદ્રસૂરિ જેવા સમર્થ પંડિત અને ધર્માધિકારી તેના જેવા દુ:ખી માણસને રાજ્યરોષના જોખમે પણ આશ્રય આપવા તૈયાર હતા. તેમાં જે બળ કાર્ય કરી રહ્યું હતું તેજ બળ આવા મઠમંદિરોના ગુપ્ત સહાયકોની પ્રવૃત્તિમાં પણ કાર્ય કરી રહ્યું હતું, તે કુમારપાળને ખબર ન હતી. એ બંનેની એક જ ભૂમિકા ઉપર તુલના કરી શકે, એટલી વિશાળ દ્રષ્ટિ હજી કુમારપાળને સાંપડી ન હતી.

સાધુ બાવાઓની વાત પરથી કુમારપાળને પંડિતો યાદ આવ્યા. અને પંડિતો યાદ આવતાં જ બંસીધર તેની નજર સમક્ષ ખડો થયો. હાય, પણ અત્યારે તે કેવી લાચાર સ્થિતિમાં કારાગારમાં પડયો હશે? કુમારપાળનું હૃદય એકાએક કરુણાના ભાવથી ભરાઇ ગયું. એ પંડિત-મિત્રને, એ નિસ્વાર્થ વૃત્તિવાળા વિપ્રને કયી રીતે બચાવાય, સરસ્વતીનાં નયનાશ્રુ શી રીતે લૂછી શકાય તે પ્રશ્ન તેના હૃદયમાં એકદમ વ્યાપક બની ગયો.

એવામાં ઓરડીના દ્વાર પર ટકોરા પડતા સંભળાયા. વિચાર-વિવશ કુમારપાળ ચમકયો અને તે ઉભો થયો. તેણે ધીમેથી દ્વાર ઉઘાડયું. ઓટલા ઉપર-દ્વાર આગળ કોઈ પુરુષાકૃતિ ઉભી હતી. તેણે ઇશારતથી કુમારપાળને પોતાની પાછળ ચાલ્યા આવવા સૂચન કર્યું.

## પ્રકરણ ૧૧ મું

### ધરણિધર સાથે વાર્તાલાપ

કુમારપાળ ઝટપટ વસ્ત્ર તથા હથિયાર ધારી સજ્જ થયો અને પછી હિંમતપૂર્વક તે પેલા અજાણ્યા પુરુષની પાછળ બહાર નીકળ્યો. તે પુરૂષ ગૂપચૂપ આગળ ને આગળ ચાલ્યો જતો હતો. કુમારપાળ પણ તેની પાછળ પાછળ શિવાલયની જગામાંથી બહાર નીકળી સામેના ખુલ્લા મેદાન તરફ જવા લાગ્યો. તેના મનમાં અનેક જાતના વહેમ અને કુશંકાઓ પ્રગટીને વિલીન થઈ જતી હતી. છતાં આ અજાણી વ્યક્તિ મિત્ર છે, એમ તેનું હૃદય ઉંડાણમાંથી કહી રહ્યું હતું એટલે તે બેધડક તેની પાછળ પાછળ અંધકારમાં ચાલ્યો જતો હતો.

મેદાનમાં એક સ્થળે પેલો પુરૂષ ઉભો રહ્યો. તેણે હવે બુકાની છોડી નાંખી અને ધીમેથી કુમારપાળ તરફ જોઇ બોલ્યો :" મહારાજ !"

"કોણ ધરણિધર ?" પુલકિત સ્વરે કુમારપાળ બોલી ઊઠયો.

"હા, હું ધરણિધરજ છું. તમે બહુ તકલીફ ઉઠાવી હો મહારાજ!" તે પુરુષ જે ધરણિધરજ હતો તે ધીમેથી બોલ્યો.

"મેં શું તકલીફ ઊઠાવી છે વારું? મારો પ્રિય મિત્ર આજે તુરંગમાં સડે છે ને હું તો હાથ જોડીને બેસી રહ્યો છું." લાગણી-ભર્યા સ્વરે કુમારપાળે કહ્યું.

"મહારાજ, આ મેદાનમાંજ બેસી આપણે વાતચીત કરી લઇએ" ધરણિધરે પ્રસ્તાવ કર્યો.

"ખુલ્લામાંજ બેસવું છે?" કુમારપાળે ચારે તરફ નજર કરતાં પૂછ્યું.

"હા, ખુલ્લામાંજ તો. આપે પોતે જ મને એ પાઠ તો શીખવ્યો છે." ધરણીધર મંદસ્મિત કરી બોલ્યો.

"અહિં કોઇ દૂરથી દેખી તો નહિ જાય?" કુમારપાળે શંકા કરી.

"ના મહારાજ, મહોબકના ગુપ્તચરો એટલી બધી તકલીફ નથી ઊઠાવતા. ગુજરાતના દૂતો હોય તો આમ સહેલાઇથી આપણે ન મળી શકીએ. પણ થોડા વખતથી ગુજરાતના ગુપ્તચરો અહિંથી ચાલ્યા ગયા છે." ધરણિધરે કહ્યું.

"કેમ ચાલ્યા ગયા વારું?" કુમારપાળે પૂછ્યું.

"મહોબક સાથે સંધિ થઇ ગઈ તે એક કારણ અને બીજું કારણ એ કે કુમારપાળ મહારાજ મહોબક છોડી સ્તંભતીર્થ તરફ જતા રહ્યા છે એવી માહિતિ મળવાથી અહિં ગુપ્તચરો રોકી રાખવાની

ગુર્જરેશ્વરને જરૂર લાગી નહિ." ધરણિધરે ખુલાસો કર્યો અને તેઓ મેદાનં વચ્ચે બેસી ગયા.

"ઠીક ધરણિધર, બંસીધરના શા સમાચાર છે!" કુમારપાળે ઉત્સુકતાથી પૂછ્યું.

"એ કારાગારમાં છે. એને છોડાવવા માટે મેં યોજનાઓ ઘડી રાખી છે. પણ એ સંમત થતો નથી મહારાજ, એટલે મુશ્કેલી ઉભી થઈ છે."

"અભાગી બ્રાહ્મણ! મહોબકની તુરંગ તે કયાં તારા મામાનું ઘર છે!" કુમારપાળ ઊપાલંભભરી રીતે બંસીધરની વલણને વખોડી રહ્યો.

"મહારાજ! આ વખતે તો એ સરસ્વતીના આક્રંદથી પણ નથી ડગતો. જાણે એકદમ કઠોર બની ગયો છે!" ધરણિધરે કહ્યું.

"એનું કંઈ કારણ તમે કલ્પી નથી શકતા?" કુમારપાળે પૂછ્યું.

"મને તો એજ કારણ લાગે છે. પોતાને છોડાવવા બીજો કોઈ મિત્ર કે સ્વજન જોખમ ખેડે, એવી તેની ઇચ્છા નથી. પોતાની ખાતર બીજાને જોખમમાં નાંખીને બહાર આવવામાં એ વેદીઓ નથી માનતો." અણગમાથી ધરણિધર બોલ્યો.

"ભણ્યો પણ ગણ્યો નથી. ખરેખર, જડવેદાન્તી જેવો એ મૂર્ખ સરસ્વતીને પણ પોતાની ધૂનમાં અવગણી બેઠો હશે. પણ હવે આપણે કાંઈક માર્ગ તો શોધવો જોઈશે." કુમારપાળે કહ્યું.

"માર્ગ તો કાઢીશું મહારાજ! પણ આપે જાતે મહોબકમાં આવવાની જરૂર ન હતી. આપે પત્ર લખી આપ્યો હોત તો બસ હતું."

" શી વાત કરો છો ધરણિધર તમે ? જે બંસીધર મને પ્રાણાધિક પ્રિય છે તેને માથે આવી આફત આવી હોય અને હું તે સાંભળ્યા છતાં દૂર દેશમાં હાથ જોડીને બેસી રહું એ તે બની શકે ? " કુમારપાળ બોલ્યો.

" પણ તમારા અહિં આવવાથી તમારે માથે આફત આવે તો અમે બધા જગતને શું મોઢું દેખાડીએ ? " ધરણિધરે દલીલ કરી.

" એમાં તમે શું કરો ! હું મહોબકમાં પકડાઈ જઈશ તોય મને હવે ચિંતા નથી. એથી બંસીધર આપોઆપ છુટો થશે. મારી આફત માટે એ તુરંગમાં પડયો છે, એ એનો કેટલો સ્વાર્થત્યાગ છે ધરણિધર ! " ગદગદ કંઠે કુમારપાળ બોલી રહ્યો હતો. ધરણિધર ચૂપ બની સાંભળી રહ્યો.

" ધરણિધર, તમને એના મારે માટેના સ્વભોગની શી વાત કહું ? " કુમારપાળ આગળ કહેવા લાગ્યો : " એ ગર્વિષ્ઠ બ્રાહ્મણ કોઈ દહાડો કોઇની આગળ હાથ ધરતો નહિ. છતાં એણે એ ટેક મારી ખાતર છોડયો હતો. મને એ દેશાટન વખતે ગુપ્તવેશે ભિક્ષા માગી લાવી પ્રેમથી ખવડાવતો. એ હસીને કહેતો : 'મહારાજ, આખરે બ્રાહ્મણોની સાચી અન્નપૂર્ણા-ભિક્ષાદેવીને મારે ઉપાસવી પડી.' અરે તે દિવસની એક ઘટના મને યાદ આવે છે અને મારું હૈયું ભરાઈ જાય છે. મિત્ર માટે કેટલો ગુપ્તત્યાગ એ કરી રહ્યો હતો એ આજે યાદ આવતાં મને તેને છોડાવવા માટે મારું માથુ ધરી દેવાનું મન થાય છે." રૂંધાયેલા સ્વરે કુમારપાળ બોલ્યો.

" મહારાજ ! મહારાજ ! શાંત થાઓ. બંસીધરનો આપના પ્રત્યેનો પ્રેમ હું ક્યાં નથી જાણતો ? એ આપનો એક વિરલ મિત્ર છે. એવું મિત્રરત્ન ભાગ્યશાળીને જ પ્રાપ્ત થાય છે." ધરણિધર બોલ્યો.

"હું શી રીતે શાંત થાઉં ધરણિધર?" ભીની આંખે કુમારપાળ આગળ કહેવા લાગ્યો: "હું કૃતઘ્ની, આટલી આટલી તેની સ્વાર્થ ત્યાગની ભાવના હોવા છતાં તેને નહોતો પિછાની શક્યો. પણ એક દહાડો મને તેના આત્મભોગની પ્રતીતિ અદ્ભુત રીતે થઇ ગઇ. ધરણિધર, એ પ્રસંગ તો મને જીવનભર યાદ રહેશે. અમે ગુપ્તવેશે ગામડાંઓમાં પ્રાણરક્ષા માટે રખડતા હતા તે દિવસોની આ વાત છે. બોસરી ભિક્ષા માગી લાવી રોજ મને ખવડાવતો. એક દિવસ તે ભિક્ષા માગી મારી પાસે આવ્યો અને કરંબાનો એક ઘડો ભિક્ષામાં લાવ્યો હતો તે વસ્ત્રથી ઢાંકીને તેણે દૂર સંતાડી દીધો. પછી બાકીના બીજા ખાદ્ય પદાર્થો રોટલા, ભાત વગેરે મારી આગળ મૂક્યાં. અમે બંને જણા રોટલા તથા ભાત ખાઇને સૂઈ ગયા. મને બરોબર ઉંઘ આવી ન હતી. પણ હું ખેલ જોવા માટે આંખમીંચીને પડયો હતો. બોસરી થોડીવારે ઊઠયો અને મને ઉંઘેલો જાણીને પેલો ઘડો કાઢી એક બાજુએ જઇને તેમાંથી કરંબો ખાવા લાગ્યો. એ જોઇ મારા મનમાં શું વિચાર આવ્યા હશે તે જાણો છો?" કુમારપાળ ધરણિધર તરફ જોઇ પૂછી રહ્યો.

ધરણિધર કંઈ બોલી શકયો નહિ. તે જીજ્ઞાસાપૂર્વક કુમારપાળને તાકી રહ્યો. આ જોઈ કુમારપાળ બોલ્યો: "મને તે વખતે મનમાં થયું કે બ્રાહ્મણ જેવા કોઇજ બીજા ખાઉધરા નથી હોતા. विप्रा स्वभावितोऽपि मुक्तेर्न तृप्यन्ति। એમ મારા મનમાં થઇ ગયું. આ ખાઉધરો બ્રાહ્મણમિત્ર ખાવાનું અન્ન પણ મારાથી છુપાવીને ખાય છે, એમ સમજીને મારા મનમાં બહુજ ગ્લાનિ થઈ આવી. આથી તેને ઉપાલંભ આપવાનો નિર્ણય મન સાથે કરીને હું બેઠો થયો અને બોલ્યો: 'બોસરી, શું કરે છે!' આ સાંભળી તે ઝંખવાણો પડી બોલ્યો: 'મહારાજ, ખાવું હોય તો આવી જાઓ.' મેં તેને

કહ્યું: "હવે જ મને બોલાવે છે, પણ પહેલાં તો એકલો ગૂપચૂપ ખાવા લાગી ગયો હતો." બોસરીએ મને કહ્યું : 'મહારાજ ! મને એ ઘડો એક બાઈએ દાનમાં આપ્યો હતો. આ પદાર્થ રાત્રે ખાવો જોખમ-કારક છે એ હું જાણતો હતો. છતાં બાઇએ તે કરંબો રાત્રે ખાવા જેવો છે એમ કહ્યું એટલે મેં લલચાઈને લીધો હતો. પણ મારા મનમાંની શંકા નષ્ટ થઇ ન હતી. આથી મેં તે ગુપ્ત રાખ્યો હતો અને તમારા સૂતા પછી તે ચાખી જોયો. મને હવે ખાત્રી થઈ છે કે તે ખાવા યોગ્ય છે. માટે તમને આગ્રહ કરું છું. હવે તમે ખાઈ જાઓ. છાનામાના ખાઈ જોવાનું કારણ એ જ કે તે ચાખી જોવાથી મને કંઈ થાય તો તેની હરકત નહિ પણ તમારા જેવા જગતના આધારનું મૃત્યુ થવું ન જોઈએ. આથી મેં તમને આ ઘડો પ્રથમ બતાવ્યો ન હતો.' આ પ્રમાણે બોસરીએ કહ્યું અને મારી આંખ ખૂલી ગઇ. મને થયું કે હું કેવો નીચ હતો કે આવા મહાનુભાવ મિત્ર માટે ભળતો જ વિચાર કરી રહ્યો હતો ! ધરણીધર ! બંસીધરનો મારા પર કેટલો પવિત્ર પ્રેમ હતો તેની મને એ રાત્રે ખાત્રી થઇ. આવા શુદ્ધ કુન્દન જેવા મિત્ર માટે હું જે કરૂં તે ઓછું છે. મારી પોતાની ખાતર જ એને કારાવાસમાં સડતો મૂકી હું દૂર રહુ એ શું કદી બની શકે ? અને વિશેષમાં સરસ્વતી જેવી સરળ, પવિત્ર બાળાનાં આંસુ જોઇને શું મારાથી બેસી રહેવાય ધરણિધર !" કુમારપાળે દ્રવતા અંતરે પોતાના મનની લાગણીઓ શબ્દોમાં પ્રગટ કરી. એને એમ લાગતું હતું કે, પોતાના મનને વ્યક્ત કરવા ભાષા અસમર્થ છે. એટલે એની એજ વાત એ ફરી ફરીને કહેવા ઉત્સુક્ત બની રહ્યો હતો.

"મહારાજ ! આપનું કથન સત્ય છે. બંસીધર આપની સેવા માટે સર્વસ્વ અર્પવા તૈયાર હતો અને એથી એને માટે આપને લાગણી થાય એ પણ સ્વાભાવિક છે. હું તો એટલું કહેવા માગતો હતો કે આપનો પત્ર મોકલાવી આપે, જાતે આવવાનું જોખમ ન

ઊડાવ્યું હોત તો પણ હું મારું બનતું બધું કરીને બંસીધરને છોડાવત." ધરણિધરે કહ્યું.

"મને તો થાય છે ધરણિધર! કે હું જાતે મારો ભોગ આપી એને છૂટો કરાવું. એમ કરું તો જ એની મૈત્રીને લાયક હું બની શકું. હું સવારે જઇને મદનવર્માના મંત્રીને મળીને મારી જાતને સોંપી દઈ બંસીધરને છુટો કરવા પ્રાર્થના કરીશ." પોતાની પ્રથમની જ ધૂનમાં કુમારપાળ બોલ્યો.

"મહારાજ! આપનું ડહાપણ સ્નેહના અતિરેકમાં દબાઈ ગયું છે. એવું કરીને શો ફાયદો મેળવશો? એકને બદલે બે કારાગૃહમાં પૂરાશો. માટે હવે આપ જાતે આવ્યા છો, તો સ્થિરતાથી વિચાર કરી મને કોઈ માર્ગ સૂચવો તો તે પ્રમાણે કાર્ય કરી આપણે બંસીધરને છોડાવીએ. આપણે છુટા હોઇએ અને બંસીધર છુટે એજ હવે શકય છે. આપણા કોઇના ભોગે તે છુટવા નથી જ માગતો. આપણે જરા પણ જોખમ ખેડીએ એ એને ઇષ્ટ ન લાગવાથી તો એ ગુપ્ત છુટકારાની વાતમાં રસ લેતો નથી. એટલે આપે મદનવર્માના મંત્રીને તો શું પણ કોઈ ચલ્લોને પણ આપના આગમનની જાહેરાત આપવાની જરૂર નથી. વળી જો બંસીધર માટે માથું જ આપવું પડે તો મારું સસ્તુ માથુ કયાં નથી? મેં તે માટે પ્રથમ પ્રસ્તાવ પણ મૂકયો હતો અને ત્યારથી જ બંસી ઉદાસ થઇને કોઇનો પણ ભોગ પોતાની ખાતર લેવાની સાફ ના પાડી રહ્યો છે. માટે આપ કોઈ પણ સાહસ કરી વધુ મુશ્કેલી ઉભી ન કરશો મહારાજ!" ધરણિધરે સમજ પાડી.

"માથાની જરૂર પડે તો તો મારુંજ માથું આપીશ. ઠીક, પણ પહેલાં બીજી રીતે પ્રયાસ કરી જોઈએ. એવા પ્રયાસ સફળ થાય તો બીજી ભાંજગડમાં નહિ પડીએ." કુમારપાળે થોડીવાર વિચાર કરી કહ્યું.

"મહારાજ, લાગણીના ઉદ્રેકથી મોટાં કામ પાર પડતાં નથી. સ્થિર મન કરી સંજોગોની તુલના કરવી જોઈએ. આપ સુજ્ઞ છો. માટે હવે ધૈર્ય ધારણ કરી આપણે શું કરવું જોઈએ તેનો વિચાર કરો." ધરણિધરે ફરી કહ્યું.

કુમારપાળ પળવાર વિચારમાં ડૂબી ગયો. મરજીવાની બધી જ ડૂબકીઓ મોતી નથી આપતી. તેમ વિચાર સાગરમાં ડૂબકી મારનારને પણ બધીજ વખત નિર્ણયરૂપી મોતી હાથ નથી લાગતું. કુમારપાળે કોઈ ખાસ યુક્તિ ન સૂઝવાથી છેવટે પૂછ્યું : "ધરણિધર ! તમે તેની સાથે સંદેશવહેવાર કરી શકો છો ખરૂં ?"

"હા, મહારાજ ! અહિંની તુરંગમાં તેમ કરવું બહુ મુશ્કેલ નથી. થોડીક ચાલાકી વાપરવાથી તે શક્ય બને છે." ધરણિધરે જવાબ આપ્યો.

"તો મને ગુપ્ત રીતે બંસીધર સાથે વાત કરવાની તક મળશે ખરી ?"

"ના, મહારાજ. તેવું સાહસ આવશ્યક અને ઈષ્ટ પણ નથી. તમારૂં નામ માત્ર એને તુરંગમાંથી બહાર લાવશે. તમે જાતે જશો તો કદાચ એ બહાર આવવાની ધસીને ના પાડી દેશે." ધરણિધરે સ્પષ્ટતા કરી.

"અને મારા નામથી એ બહાર નહિ આવે તો પછી ?" કુમારપાળે પૂછ્યું.

"તેવું નહિ બને. તેમ થશે તો પછી હું તમને ખુદને એની પાસે લઈ જઈશ. પણ બંસીધર તમારું નામ પડતાં જ બહાર આવશે."

"એને ભગાડવાનો કોઈ માર્ગ શોધી કાઢ્યો છે ?"

"હા, સાહસ કરીએ તો એવો માર્ગ છે. જોઈએ વારૂં શું થાય છે?" થોડી વાર વિચાર કરી ધરણિધર બોલ્યો.

"આજે રાતે જ આપણે એ માર્ગે કાર્યસિદ્ધિ કરી શકીએ, એમ હોય તો ઘણું સરસ! હું તમે કહો તે પ્રમાણે મદદ કરીશ." કુમારપાળ ઉત્સાહથી બોલ્યો.

"આપ વચ્ચે વળી લાગણીવશ તો નહિ બની જાઓ ને? આપની સલામતી સાચવીને કામ કરવામાં હું માનુ છું. માટે તે વિરૂદ્ધ આપ વર્તવા લાગો તો કામની સિદ્ધિમાં મુશ્કેલી આવે. બોલો એ શરત કબૂલ છે?" ધરણિધરે પૂછ્યું.

"હા, કાર્યસિદ્ધિ માટે જે આવશ્યક હશે અને જે તમે સૂચવશો તે બધું જ હું કરીશ. તેમાં વાંધો નહિ આવે." કુમારપાળે સ્વસ્થ મને કહ્યું.

"તો ચાલો, હવે વિલંબ કરવો ઉચિત નથી. મધરાત થઈ ગઈ છે." ધરણિધર ઉભો થયો અને કુમારપાળ પણ ઊઠ્યો.

# પ્રકરણ ૧૨ મું

## વાદવિવાદ

કુમારપાળ અને ધરણિધર અંધકારમાં દ્રુત પદે નગર ભણી ચાલવા લાગ્યા. નગર થોડે દૂર રહેતાં તે ડાબા હાથે ફંટાયા અને એક ડુંગરાળ ઘીચ રાનમાં દાખલ થયા. ઝાડોની ઘીચ ભીંસમાં અથડાતા, ટેકરા ચઢતા ને ઉતરતા તેઓ ધીમે ધીમે સંભાળપૂર્વક આગળ ને આગળ ચાલ્યા જતા હતા. એકાદ કોશ જેટલું અંતર એમ કાપ્યા પછી તેઓ એક આછાં વૃક્ષોવાળી ટેકરી પાસે આવી પહોંચ્યા. તેને લાગીને એક ઉંચો કોટ હતો. તે કોટની રાંગે રાંગે હવે કુમારપાળ ધરણિધરની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

કોટની એક ધાર ઉપર ઘીચ ઝાડી હતી અને તેમાંથી રાની પશુઓના નાદ અવારનવાર સંભળાઈ રહ્યા હતા. કાર્યસિદ્ધિ માટે

એકાગ્ર બનેલા કુમારપાળ અને ધરણિધર તેની પરવા કર્યા વગર આગળને આગળ ચાલ્યા જતા હતા. માનવીના અંતરમાં જ્યારે કોઈ એક ભાવ પ્રધાનપણે જાગી ઊઠે છે ત્યારે બીજા ભાવો ગૌણ બની જાય છે. ધરણિધર અને કુમારપાળ અત્યારે મિત્રકાર્યમાં પ્રવૃત્ત થયા હતા. તેમના અંતરમાં સ્નેહ અને વીરતાના ભાવો ઉભરાતા હતા. તે ભાવો અત્યારે તેમને ભય કે ચિંતાનો સ્પર્શ થવા દે તેમ ન હતું.

આગળ ચાલતાં એક સ્થળે ઘીચ ઝાડી કોટની સાથે જોડાઇ ગયેલી હતી. તેમાં પેસવાનો માર્ગ ન હતો. છતાં ઠૂંઠા અને કંટકોથી ઉઝરડાતા ઉઝરડાતા તેઓ તેમાં દાખલ થયા. થોડેક ગયા પછી ધરણિધર ઉભો રહ્યો અને બહુજ ધીમેથી કુમારપાળને કહેવા લાગ્યો : "હવે આપણે આવી ગયા."

"અહીં હવે શું કરવાનું છે ? બંસીધરનો પત્તો ક્યાં પડશે ?" કુમારપાળે પૂછ્યું અને તે અંધકારમાં ધરણિધર તરફ જોઇ રહ્યો.

"જુઓ, અહીંથી આ કોટ કૂદી અંદર જવાનું છે. અંદર રાજની તુરંગ છે. ત્યાં બંસીધરને રાખેલો છે." ધરણિધરે સમજ પાડી.

"પણ કોટ શી રીતે ચઢી ઉતરાય, ઘણો જ ઉંચો લાગે છે!" કોટને તાકતાં કુમારપાળ બોલી ઊઠયો.

"હું અહીંથી એક બે વાર અંદર ગયો હતો મહારાજ!"

"શી રીતે ? કદાચ અહીંથી કોટ પર ચઢો તો પણ અંદર પાછા નીચે શી રીતે ઉતરી શકો છો ?" કુમારપાળ આશ્ચર્ય પામ્યો.
"અહીંથી આ સાગના ઝાડ પર ચઢીને, પેલી સામે દેખાય છે તે મોટી ડાળી પરથી લટકી પડી જરા છલાંગ મારી કોટ ઉપર ઉતરી શકાય છે. પણ તે આવા અંધારામાં જરા જોખમી કાર્ય છે. આજે

મેં બીજો માર્ગ શોધી કાઢ્યો છે." ધરણિધર આ પ્રમાણે બોલતો હતો તે વખતે કુમારપાળ કૌતુક અને આશ્ચર્યની મિશ્ર લાગણીથી તેના તરફ જોઈ રહ્યો હતો. તેને ચૂપ જોઇ ધરણિધર આગળ બોલ્યો : "તમે મદદ કરો તો બીજે માર્ગે કોટ પર ચઢી શકાશે."

"હું જરૂર મદદ કરીશ, બોલો શું કરવાનું છે?" કુમારપાળે પૂછ્યું.

"જુઓ તમે અહીં ઉભા રહો તો તમારા ખભે ચઢીને હું પેલા કોટમાં આડા ઉગેલા પીંપળાના ડાળાને પહોંચી શકુ. તેની પાસે પેલું બાકોરું છે તેને પગથિયું બનાવી પીંપળાના ડાળાના આધારે ઉપર ચઢી જઇશ. અંદર તો ઉતરવાની સારી સગવડ છે, એટલે હરકત નથી.." ધરણિધરે સમજ પાડી.

કુમારપાળ કોટની દીવાલમાં છેક મથાળા પાસે ઉગેલા જૂના પીંપળાને તથા તેની નજીકના બાકોરાને તાકતો પળવાર વિચારમાં પડી ગયો. ધરણિધર કેવો ચાલાક માણસ હતો! તેની દ્રષ્ટિ કેટલી ચપળ-તાથી આસપાસ ફરી વળતી અને ઝટ નિર્ણય કરી શકતી હતી તેનો ખ્યાલ આવતાં તે ધરણિધર તરફ જોઇ બોલ્યો : "વાહ! તમે તો અદ્ભુત છો!"

"હું તો કંઈ ભૂત નથી મહારાજ! માણસ છું." ધરણિધર જરા હસ્યો અને પછી તુરત બોલ્યો : "પણ તમારાથી એ બની શકશે?"

"હા, હું ચડવામાં મદદ કરીશ પણ કોટ ઉપર ગયા પછી તમે મને તમારા ફેંટાનો છેડો આપીને ઉપર ખેંચી લેશો ને?" તેણે ધરણિધરને પૂછ્યું.

"શા માટે?" આશ્ચર્યથી ધરણિધર પૂછી રહ્યો.

"કેમ, તો હું અહીં જ ઉભો રહુ, તમે અંદર જાઓ તો પણ?"

"હા, એ જ શ્રેષ્ઠ માર્ગ છે. ત્યાં આપની શી જરૂર છે કે એવું જોખમ ઊઠાવવું પડે ?" ધરણિધરે પૂછ્યું.

"ધરણિધર, અહીંથી બંસીધર તદ્દન નજીક છે. છતાં હું તેની પાસે ન આવું ને અહીં જ ઊભો રહું એ સારું કહેવાય ?"

"મહારાજ ! પણ હું તેને છોડાવવા તો જાઉં છું. થોડી જ પળોમાં હું તેને આપની પાસે લાવીશ. એટલી વાર આપ ધીરજ નહિ ધરી શકો ?" ધરણિધર કુમારપાળને ઠપકાભરી દ્રષ્ટિએ તાકી રહ્યો.

"ધરણિધર, મારો જીવ એમ શાંત નહિ રહે, તમારે મને સાથે જ અંદર લઈ જવો પડશે. શા માટે મને બહાર રાખો છો ? કદાચ બંસીધર છૂટવાની બાબતમાં આનાકાની કરે તો હું તેને જાતે સમજાવી પણ શકું. માટે મને તમારે તમારી સાથે જ અંદર લઈ જવો પડશે." કુમારપાળે આગ્રહ કરવા માંડ્યો.

"મહારાજ ! આ તો કારાગૃહ તોડવાનું કામ છે. આ કંઈ મિત્રના ત્યાં મહેમાનગતીએ જવાની વાત નથી. માટે આપ સમજીને આ વાત છોડી દો. આપ થોડી ક્ષણો અહીં ઉભા રહેશો કે તુરત બંસીધર અહીં આવી પહોંચશે. માટે ખોટી અધિરાઈ ન રાખો." ધરણિધરે કહ્યું.

"હું તમને ભારરૂપ નહિ થઈ પડું. માટે......"

કુમારપાળને બોલતો અટકાવી ધરણિધર બોલ્યો : "આપનો ભાર ગમે તેવો અસહ્ય હોય તો પણ હું તે જીવનભર ઉઠાવવા તૈયાર છું. પણ અત્યારે તો આપ જે પ્રસ્તાવ મૂકીને તેને વળગી રહ્યા છો, તે બંસીધરને હાનિકર્તા છે. એ સૌમ્ય નિર્દોષ બ્રાહ્મણ યુવકની અને નિષ્પાપ સરસ્વતીની તમને જરાય દયા આવતી હોય તો આ પ્રસ્તાવ છોડી દો.

વાતમાં જે વ્યર્થ વિલંબ થાય છે તે પણ ઈષ્ટ નથી."

"ધરણિધર, મારા હૃદયને તમે નથી ઓળખતા. મારી વાત ન ઉડાવી દો. સ્તંભતીર્થથી ઠેઠ મહોબકપુર સુધી હું આવ્યો છું અને હવે હું અહીં બહાર જ ઉભો રહું અને બંસીધર તમારી વાત ન માને તો પછી મારા અહીં આવવાનો શું અર્થ રહેશે? માટે મને લઈ જાઓ." કુમારપાળ પરિસ્થિતિને સંપૂર્ણ સમજ્યા વગર આગ્રહ કરી રહ્યો હતો. બંસીધર કદાચ ધરણિધરની સૂચના ન માને અને કારાગારમાંથી બહાર નીકળવાની સાફ ના પાડે એવી કુમારપાળને ભીતિ હતી. એટલે તે અંદર જવા માટે વધુ આગ્રહ કરી રહ્યો હતો.

ધરણિધર કુમારપાળનો ખરા હૃદયથી સેવક બન્યો હતો. છતાં આજે આ કટોકટીની પળે કુમારપાળ જે દુરાગ્રહ બતાવી રહ્યો હતો તે જોઇ તેને તેના પ્રત્યે જરા અણગમો પેદા થયો. છતાં તે અણગમો શબ્દોમાં પ્રગટ કરવો તે તેને ઉચિત લાગતું ન હતું. કારાગારમાં પેસી છુપી રીતે રાજ્યના કેદીને ભગાડવાનો હતો. તેમાં જીવનું સો ટકા જોખમ હતું તે વાત પણ કુમારપાળ અત્યારે સમજવા તૈયાર ન હતો એથી ધરણિધર અકળાઇ ઊઠયો. કુમારપાળને સાફ સાફ શબ્દોમાં તેની મૂર્ખતા જણાવી દેવા ધરણિધરને વિચાર થયો. પણ તેનું ઈષ્ટ પરિણામ કદાચ નહિ આવે એમ માની તેણે તે વિચાર જતો કર્યો.

"મહારાજ! બે જણનું અંદર જવું કોઈ રીતે શક્ય નથી. અંદર એવો પહેરો ગોઠવેલો છે કે, સપડાઈ જતાં વાર લાગે તેમ નથી." છેવટે બીજું કંઈ ન સૂજવાથી ધરણિધરે દલીલ કરી.

"ધરણિધર આ કેવી વાત કરો છો? જે એકને માટે શક્ય છે તે બીજાને માટે કેમ ન હોય? તમારું જે થશે તે મારું પણ થશે." કુમારપાળ સામી દલીલ કરવા લાગ્યો.

"બંનેનાં માથાં રાતોરાત વઢાઇ જશે ને પેલો બિચારો સદાય ઉરંગમાં સડશે તેનો તો ખ્યાલ રાખો મહારાજ!" જરા કડવાશથી ધરણિધર બોલ્યો.

"એ તમારો ભય સાચો નથી. મને નજ લઇ જવો હોય તો જૂદી વાત છે." ધરણિધરના સ્વરની કડવાશથી કુમારપાળ હતાશ થઈ બોલ્યો.

"મારે તો નથી જ લઈ જવા. પણ આપ તે ન માનતાં આવી ભયંકર જગોએ રાતના આવી અણીને વખતે વાદવિવાદ કરો છો તે તો બહુ શોચનીય લાગે છે મહારાજ!"

"તો મને અહીં સાથે લાવવાની શી જરૂર હતી વારું?" કુમારપાળ હવે તપી ઊઠયો.

"એ મારી ભૂલ થઈ છે મહારાજ! ચાલો આપણે પાછા જઈએ." ધરણિધર પણ ક્રૂદ્ધ થઈ બોલ્યો.

"ના, હવે આવ્યા છીએ તો કાર્ય કરવું જ પડશે. હવે એમ પાછા નહિ જવાય." કુમારપાળે આડાઈથી કહ્યું.

"તો અહીં આવવા નીકળતી વખતે પેલા મેદાનમાં આપની પાસે મેં જે શરત કબૂલ કરાવી છે તે યાદ કરો. જો આપ તે શરત ન પાળો તો હું પણ મારું કાર્ય ન કરી શકું."

કુમારપાળ પળવાર વિચારમાં પડયો. તેણે અગાઉથી ધરણિધરને તે કહે તેમ વર્તવાની કબૂલત આપી હતી તે તેને યાદ આવ્યું ફરી પાછો પોતે અહીં આવીને એનો એજ વાદવિવાદ કરી રહ્યો હતો, તે ઇષ્ટ ન હતું એમ એને પણ જરા સ્થિરતાથી વિચાર કરતાં સમજાયું.

"આપ લાગણીવશ બની જવાના એની મને ખાત્રી હતી. તેથી જ મેં એ શરત મૂકી હતી. હવે આપે વચનની ખાતર પણ તે શરત પાળવી જોઈએ" ધરણિધરે શાંત સ્વરે કહ્યું.

કુમારપાળ શરમીંદો પડી બોલી ઊઠયો : " ભલે, હું મારો આગ્રહ છોડી દઉં છું. તમે તૈયાર થાઓ."

" હું એને અધઘડીમાં અહીં લાવી દઈશ મહારાજ ! " કેડ બાંધીને તૈયાર થતાં થતાં ધરણિધર બોલ્યો. તેનામાં હવે ઉત્સાહ આવ્યો હતો.

પ્રથમ નિર્ણય કર્યા પ્રમાણે કુમારપાળ કોટની દીવાલને અડકીને દેહ જરા ઝૂલાવી ઊભો થઈ રહ્યો. સીડી પર ચઢતો હોય તેમ ચપોચપ તેની પગની પીંડી તથા કમર પર થઈને ધરણિધર તેના ખભાઓ ઉપર ચઢી ગયો. પછી તેણે ઉંચે નજર કરી દીવાલમાં ઉગેલા જૂના પીંપળાની એક જાડા મૂળ જેવી ડાળી પકડીને ખેચીં જોઈ. ઘણા વર્ષોની જૂની ડાળી હોઈ તે મજબૂત જણાતાં તેના આધારે દેહને તોળીને એક ફલાંગ મારીને ધરણિધરે પેલા બાકોરામાં એક પગ ગોઠવી દીધો. કુમારપાળ તે જોઈ રહ્યો. કેવી રીતે તે ઉપર જાય છે તે કુમારપાળ જુએ અને સમજે તે પહેલાં તો ધરણિધર કોટની દીવાલની ટોચે પહોંચી ગયો હતો.

## પ્રકરણ ૧૩ મું

### મહોબ્બકપુરના કારાગારમાં

કોટની દીવાલની ટોચે પહોંચતાંજ ધરણિધર દીવાલના મથાળે ઘોડો પલાણી આડો થઈ સૂઈ ગયો. તેણે સૂતાં સૂતાં ચારે તરફ નજર કરી અંદરની પરિસ્થિતિનું અવલોકન કરવા માંડ્યું. અંદરના ભાગમાં બધું શૂન્ય લાગતું હતું. સામેની કેદીઓની ઓરડીઓની પાછલી જાળીઓમાંથી માત્ર બેજ ઓરડીઓમાં દીવા બળી રહ્યા હોય એમ દેખાતું હતું. તે પરથી ધરણિધર સમજ્યો કે તે ભાગમાં માત્ર બેજ કેદીઓ હતા. તેમાંનો એક તો બંસીધર હતો એટલે તેના સિવાય એ વિભાગમાં બીજો એકજ કેદી હોવાની ખાત્રી થઈ.

તે સિવાય ઓરડીઓની આગળ ચોકમાં એક ચોતરા ઉપર એક દીવેલની હાથબત્તી સળગતી પડી હતી અને બાજુમાં એક સશસ્ત્ર રક્ષક ઝોકાં ખાતો ચોતરાની અંદર ઉભેલા મોટા ઝાડને અઢેલીને પડયો

હતો. મહોબકપુરના સુંવાળા નાગરિકો કારાગાર તોડી ભાગેજ નાસતા. એટલે કારાગારના રક્ષકો સદાય નચિંત મને, જાણે રૂઢીની ખાતર ચોકી ભરતા હોય તેમ કારાગારની ચોકી કરતા. ચોકીદારને જોઇ ને ધરણિધર કંઇક સ્વસ્થ થયો. તેણે જોઈ લીધું કે એ વિભાગમાં બીજો કોઈ રક્ષક કે દીવો દેખાતો ન હતો.

બધી રીતે પરિસ્થિતિનો ખ્યાલ કરી. લઈને ધરણિધર કોટને મથાળે વાંકો વાંકો ચાલતો આગળ વધ્યો. એક ઠેકાણે મોટી આમલીનું વૃક્ષ કોટની દીવાલની લગભગ પાસે બે ત્રણ શાખાઓ પ્રસારી ઉભુ હતું. ત્યાં જઈને ધરણિધર અટક્યો. તેણે ચારે બાજુ નજર કરી ખાત્રી કરી લીધી કે તેની પ્રવૃત્તિ ઉપર કોઇની નજર ન હતી, તેમ તેટલામાં નજીકમાં કાંઈ વસ્તી પણ જણાતી ન હતી. પછી કોટ પરથી જરા લાંબા થઈને તેણે આમલીનું ડાળું પકડી લીધું અને એક મોટા ઝોલા સાથે તે ડાળાને વળગીને જમીન પર આવી ઉભો રહ્યો. આ કાર્ય ધરણિધરે એટલી આસાનીથી પળમાંજ પતાવી દીધું કે, કુમારપાળ સાથે હોત તો તે તેની આ કુશળતા જોઈને ઠરીજ જાત.

આમલીનીચે ઉભો રહી ચારે બાજુ નજર ફેરવી લઈ પછી ધરણિધર ગૂપચૂપ બંસીધરની ઓરડી તરફ ચાલવા લાગ્યો. ઓરડીના આગળના ચોકમાં ઝોકાં ખાતો પ્રહરી તેને દેખી ન જાય તેવે રસ્તે તે ઓરડીની પાછલી જાળીએ આવ્યો અને તેણે ઉંચા થઈને જાળીમાં ડોકિયું કર્યું.

બંસીધર ટૂંટિયું વાળી વાંસના ગૂંથેલા એક પાલા પર ચાદર પાથરી પડયો હતો. તે ભર ઉંઘમાં પડેલો હોય એમ જણાયું. ધરણિધરે તેને જાગૃત કરવા સારું એક બે ટકોરા જાળીમાં કર્યા, પણ બંસીધર જાગ્યો નહિ. તે જરા જોરથી ટકોરા કરવા જતો હતો પણ તેવામાં એકાએક મનમાં કંઇક વિચાર આવતાં તે અટકયો અને પછી બંસી-

ધરની ઓરડીથી ૭ સાત ઓરડીઓ છોડીને બીજી જે ઓરડીમાં દીવો બળતો હતો તેમાં ડોકિયું કરી લઈ તે ઓરડીની અંદરનો કેદી ઉંઘતો હોવાની તેણે ખાત્રી કરી. પછી તે ધીમે ડગલે ઓરડીઓના આગલા ચોક તરફ ચાલ્યો.

બીલ્લીની ઝડપ અને ચપળતાથી ઓછાયાની પેઠે ધરણિધર તે ચોકમાંના પેલા ચોતરા પાસે સરકી ગયો. પ્રહરી ઉંઘતો હતો એટલે તે તેને જોઈ શક્યો નહિ. ચોતરાની બાજુમાં લપાઈને ધરણિધરે પ્રહરીની સ્થિતિનો તથા તેની પાસેના શસ્ત્રની સ્થિતિનો અને કમરે લટકતા ચાવીના ઝૂમખાનો ખ્યાલપૂર્વક અભ્યાસ કરી લીધો. પછી તે એકદમ ચોતરા ઉપર ચઢ્યો અને અર્ધઉંઘતા પ્રહરીના મોંમાં ડૂચો મારી તેની છાતી પર ચઢી ગયો અને પોતાના બેઉ પગ તળે યુક્તિથી તેના બેઉ હાથ દાબી દીધા. પછી તેણે ઝડપથી પ્રહરીના સાફા વડે તેના બે હાથ મજબૂત રીતે બાંધી દીધા.

આ કામ ધરણિધરે એટલી તો ઝડપથી કર્યું કે ઉંઘતા ચોકીદારને ચૂં કે ચાં કરવાનો વખત મળ્યો નહિ. એકાએક આભની વીજળી તૂટી પડે એમ ધરણિધર ચોકીદાર ઉપર તૂટી પડ્યો હતો અને તેના હાથ બાંધીને તથા તેના મોંમાં ડૂચો મારીને તેણે તેને લાચાર બનાવી દીધો હતો. પછી તેણે પહેરેગીરે પોતાને આડા થવા માટે ચોતરા ઉપર પાથરેલી ચાદર વડે તેના બેઉ પગ બાંધી દીધા. આમ પૂરતી તૈયારી કરી રહ્યા બાદ તેણે પ્રહરીની આંખે પણ પાટો બાંધી દીધો કે તે ધરણિધરની હીલચાલ જોઈ શકે નહિ.

છેવટે તેણે તેની કમરેથી ચાવીઓનો ઝૂમખો છોડી લીધો અને તે ઝડપથી સામેની બંસીધરની ઓરડી તરફ ગયો. ઓરડીનું તાળું ખોલીને તેણે બંસીધરને ઢંઢોળ્યો. ઉંઘમાંથી એકદમ જાગેલો બંસીધર ધરણિધરને પોતાની ઓરડીમાં જોતાંજ ચમકી ઊઠ્યો. તે આશ્ચર્યથી

બોલી ઊઠયો : "તમે, અહીં અત્યારે ?"

"હા, હું તારે માટેજ આવ્યો છું." ધરણિધરે કહ્યું.

"મારે કોઈની જરૂર નથી ધરણિધરભાઈ, તમે શા માટે આવ્યા ? એક બે વખત પહેલાં જાળીમાંથી તમે મારી સાથે વાત કરી ગયા હતા અને મેં તમને મારો નિર્ણય જણાવ્યો હતો. છતાં આજે ફરી ઠેઠ ઓરડીમાં શા માટે આવ્યા છો ? ઝટપટ તમે જતા રહો. આવું જોખમ મારે માટે ખેડવાની જરૂર નથી." નિરાશાસૂચક ઠંડા સ્વરે બંસીધર કહેવા લાગ્યો.

"બંસીધર ! જો, આ વાદવિવાદ કરવાનો વખત નથી. તું વિલંબ કરીશ તો એકને બદલે બે માર્યા જઈશું ?" ધરણિધર બોલ્યો.

"પણ તમે આ સાહસ શા માટે કરો છો ? મારી સ્વતંત્રતાની એવી મોટી શી કિંમત છે મુરબ્બી, કે તમારે આવું જોખમ ઊઠાવવું પડે !" અણગમાથી બંસીધર ધરણિધર તરફ તાકી રહ્યો.

"મૂર્ખ પંડિત ! તને જગતના વ્યવહારનું જરાય ભાન નથી એટલે હું તને શી રીતે સમજાવું ? તારી પાછળ કેટલા આત્માઓ દુ:ખી થાય છે, તે તુ નથી જાણતો. હું તારા ઉપર આમાં કોઈ મોટો ઉપકાર નથી કરી નાંખતો કે તું આમ આઘે ને આઘે નાસતો ફરે છે ?" ધરણિધરે કહ્યું.

"ધરણિધરજી, તમે મારે માટે તુરંગમાં પુરાઈને મને નાસવાનો મોકો ઉભો કરી આપવાનો પ્રસ્તાવ લઈ એક વાર આવ્યા હતા. આજે વળી માથું વેગળું મૂકી તમે ફરી મને છોડાવવા આવ્યા છો. પણ મારામાં એવી પાત્રતા નથી કે તમારા જેવા ઉપયોગી માણસનું હું મારા સ્વાતંત્ર્ય માટે બલિદાન લઉં. માટે મારો નિર્ણય બરાબર છે. આપ

સહીસલામત પાછા ચાલ્યા જાઓ!" દઢસ્વરે બંસીધરે જવાબ આપ્યો.

"બંસીધર, તું જુએ છે કે હું હવે બળતી આગમાં ડગ ભરી ચૂકયો છું. જો, હવે તને લીધા સિવાય ખાલી હાથે હું પાછો નહિજ જાઉં. મને જીવતો રાખવો હોય તો ઝટ ચાલ, આપણે બંને સહીસલામત ભાગી શકીએ તેમ છીએ. કોઈના જીવને હાની નહિ થાય અને તારા જેવા ઉપકારભીરૂ ઉપર મારો કાંઈ ઉપકાર પણ નહિ ચડે." ધરણિધરે સમજાવટ આદરી.

"રાજ્ય મને સ્વેચ્છાથી નહિ છોડે ત્યાં સુધી હું તુરંગમાંજ રહીશ. એમાં મારા જીવની હાની થવાની નથી. પણ મને છોડાવતાં તમે કદાચ પકડાઈ જાઓ તો મહોબકના સખ્ત શાસન અનુસાર તમને ભારે શિક્ષા થાય એટલે પરીણામે કાકો પરણે અને ફોઈ રાંડે તેના જેવો ઘાટ થાય. માટે હું તમને પ્રાર્થના કરું છું કે તમે ઝટપટ ચાલ્યા જાઓ."

બંસીધરે પોતાના મતનું સમર્થન કર્યું.

"તો શું તું નહિજ માને બંસીધર?" ધરણિધરે પૂછ્યું.

"ના અનેક વાર કહું છું કે તમે જાઓ, મારી ચિંતા ન કરશો."

"બંસીધર! નિષ્પાપ બાળા, મારી બ્હેન સરૂની પણ તને કાંઈ દયા નથી આવતી? શા માટે એ બિચારીને તું દૂભવે છે?" પડી ગએલા સ્વરે ધરણિધર બોલ્યો.

"સરસ્વતી તમને અહીં પ્રેરે છે એ તેની ભૂલ છે. મને એ પસંદ નથી. એણે જાણવું જોઇએ કે સુખની પ્રતિષ્ઠા પોતાની જાતનો મોંઘો ભોગ અને તપશ્ચર્યા માગે છે. કેવળ મિત્રોના બલિદાનો વડે એ

સિદ્ધ ન થાય." શુષ્ક સ્વરે પંડિત બોલી ઊઠયો. ધરણિધર તેને તાકી રહ્યો. તેની આંખમાં વિષાદ અને કરુણા ઉભરાઈ રહ્યાં હતાં.

"બંસીધર, મારા આગ્રહને આમ અવગણે છે? મારું જરા તો માન રાખ!" નરમાશથી ધરણિધરે કહ્યું.

"તમે કુમારપાળ મહારાજના મારાથી સવાયા સેવક છો. મારા કરતાં તેમને તમે વધુ ઉપયોગી છો. હું તુરંગમાં હોઇશ તો નીભશે. પણ તમારે તેમની ખાતર પણ છુટા રહેવાની આવશ્યકતા છે." બંસીધરે શાંતિથી કહ્યું.

"પણ કુમારપાળ મહારાજ પોતે તને બહાર બોલાવે તો તું ન આવે?" એકાએક કુમારપાળનું સ્મરણ થતાંજ ધરણિધર પૂછવા લાગ્યો. અત્યાર સુધી તે એ વાત વિસરી ગયો હતો, તેની એને પોતાને પણ નવાઈ લાગી.

"તે વાત જૂદી છે. પણ અત્યારે તેવો સમય નથી. તેમને મારી તેવી જરૂર પણ હાલ નથી. તેમની સેવામાં તમેજ વધુ ઉપયોગી છો." બંસીધરે કહ્યું.

"પણ, એ તને બોલાવવા માટે ઠેઠ સ્તંભતીર્થથી અહીં આવ્યા છે. તેમણેજ મને અહીં મોકલ્યો છે. ચાલ તને ખાત્રી કરાવું." ઉત્સાહથી ધરણિધર બોલ્યો.

"એ શક્ય નથી. તમે બનાવટી વાત કહેવા લાગ્યા છો" બંસી હસ્યો.

"આટલો બધો અવિશ્વાસ આવે છે મારો? મહારાજે પોતે મને મોકલ્યો છે અને પોતે આ કોટની પાછળ ઉભા ઉભા તારી રાહ જુએ છે. ચાલ જલદી, મહારાજ જંગલમાં એકલા ઉભા છે!"

ધરણિધરે હવે બંસરીની ખરી નસ પકડી પાડી હતી.

"મહારાજ! તો પછી અંદર કેમ ન આવે?" બંસીધરે શંકા બતાવી.

"મૂર્ખ, મહારાજને તારી આ ઓરડીમાં લાવી કેદ રાખવા છે, તે અંદર બોલાવે છે? જો સાંભળ, એ તો અહીં આવતાજ હતા. પણ મેં એમને મહાપ્રયાસે આ જોખમમાં પકડતાં અટકાવી બહાર રાખ્યા છે. તું હમણાં નહિ આવે તો એ પોતે અંદર આવશે અને પરિણામ ભૂડું આવશે. માટે ઝટપટ ચાલ, વિચાર શું કરે છે?"

"પણ મારા માન્યામાં નથી આવતું ભાઈ?" બંસીધર ગૂંચવાતો બોલ્યો.

"હું સરૂના સોગન ખાઈને કહું છું કે, મહારાજા કુમારપાળ પોતે કોટની બહાર ઉભા છે. તું હવે ચાલ, કેવળ વેદીઓ ન બનીશ." ધરણિધરે લાગણીયુક્ત સ્વરે કહ્યું.

ધરણિધર સરસ્વતીના મિથ્યા સોગન ન ખાય એ જાણનાર બંસીધર હવે ઝટપટ તૈયાર થઈ ગયો. તેને પાછળ ચાલ્યા આવવાની સૂચના કરી ધરણિધર દ્રુત પદે ઓરડીમાંથી બહાર નીકળ્યો અને પેલી આમલીના ઝાડ તરફ ચાલવા લાગ્યો.

# પ્રકરણ ૧૪ મું

## જુદાજુદા માર્ગે

કુમારપાળ ધરણિધરના ગયા પછી કોટની રાંગ તરફ ઉંચી નજરે તાકી રહ્યો હતો. થોડીજ વારમાં બંસીધરને લઇને ધરણિધર આવી પહોંચશે એવી તેની ગણત્રી હતી, એટલે તે કાગને ડોળે રાહ જોઈ રહ્યો હતો. પણ તેના ધાર્યા કરતાં ધરણિધરને વધુ વિલંબ થયો એટલે તે અકળાવા લાગ્યો. કંટાળીને તે પાસે પડેલી એક શિલા ઉપર બેસી ગયો અને કોટની અંદર શું બનતું હશે તેની કલ્પના મનમાં કરી રહ્યો.

ધરણિધર કદાચ સપડાઈ જશે તો? બંસીધર પ્રથમની માફક તેનું કહ્યું અવગણીને તેની સાથે બહાર નહિ આવે તો? કદાચ બંસી-ધરની કેદની જગો બદલવામાં આવી હશે તો? આમ જાતજાતના તર્કવિતર્ક તેના મનમાં ઊડવા લાગ્યા. તર્કોની પરંપરા એક વાર જાગી

ઊઠે છે એટલે તે ક્યાં ક્યાંય દોડી જાય છે. કુમારપાળ પણ એક બાબતના તર્ક પરથી બીજી બાબતના તર્ક ઉપર દોડવા લાગ્યો. એમ તર્કમાં કેટલો વખત ચાલ્યો ગયો તેની તેને ખબર પડી નહિ.

પણ એકાએક કોટની દીવાલ ઉપર પગરવ થતાંજ તે ચમકીને ઉભો થઈ ગયો. અંધારામાં પણ તેણે પોતાના મિત્રોને ઓળખી લીધા. ધરણિધર તથા બંસીધર સાવચેતીથી કોટના મથાળા ઉપર વાંકા વળી ચાલતા ચાલતા ત્યાં આવી રહ્યા હતા. કુમારપાળનું હૃદય આનંદથી ધબકી ઊઠયું. ચંદ્રને જોઈને સાગરનું ઉર ઉછળે એમ અંધકારમાં પણ બંસીધરને જોઇને તેનું ઉર જોરથી ઉછળવા લાગ્યું. તે પ્રફુલ્લ વદને ઉંચે તાકી રહ્યો. ધરણિધર માટે પણ તેના હૃદયમાં સાથે સાથે પ્રશંસાના ભાવો પ્રગટી રહ્યા.

પોતે એ બંનેને નીચે ઉતારવામાં મદદ કરવી જોઈએ, એ વાત આ આનંદની ભરતીમાં કુમારપાળ વિસરી ગયો. તેથી તે તેમને જોતો છાનોમાનો ઉભો રહ્યો. બહુજ ધીમા સ્વરે ધરણિધર કોટ પરથી બોલ્યો : "મહારાજ ! ઝટ કરો. પ્રથમની માફક કોટની દીવાલને અઢેલીને ઉભા રહી જાઓ અને તમારા આ પ્રિય મિત્રરત્નને તમારી ખાંધે ઝીલી લ્યો."

કુમારપાળને હવે કર્તવ્યનું ભાન થયું. તે ઝટપટ કોટને અઢેલીને અગાઉની માફક ઉભો રહ્યો. પછી ધરણિધરે પોતાના સાફાનો એક છેડો બંસીધરને આપી બીજો પોતાના હાથમા રાખ્યો. પછી કોટને મથાળે પગ લબડતા રાખી તેણે સાફા સાથે વળગેલા બંસીધરને ધીમે ધીમે નીચે લટકતો કર્યો. જેવટે તેના પગ કુમારપાળને ખભે અડયા એટલે બંસીધર સાફો છોડી દઈ, કુમારપાળની દેહ ઉપર થઈને જમીન ઉપર આવી ઉભો રહ્યો.

"મહારાજ ! મારે માટે આટલી બધી તકલીફ !" પુલકિત

વદને સ્નેહગંભીર સ્વરે બંસીધર બોલ્યો. સ્નેહની સઘનતા અવાજને પણ ઘન બનાવી દે છે.

"બંસીધર, પ્રિયમિત્ર ! તું આખરે આવી ગયો !" કહીને કુમારપાળ એકદમ બંસીધરને સ્નેહપૂર્વક વળગી પડયો.

કોટ ઉપરથી ધરણિધર આ દૃશ્ય જોઈ રહ્યો હતો. કુમારપાળને હવે પોતાને ઉતરવામાં મદદ કરવા વખત નહિ મળે, એમ તે સમજ્યો અને તેથી ઉતરવા માટે બીજી તરકીબ શોધવા તે ત્યાંથી આગળ વધવા લાગ્યો. પણ તેજ વખતે બંસીધર બોલી ઊઠયો : "મહારાજ ! હું તો આવી ગયો છું પણ મને બચાવનાર ધરણિધરને હવે કોટ ઉપરજ રાખવા છે ? મને છોડી દો, હું તેમને નીચે ઉતરવામાં મદદ કરું."

આમ કહીને બંસીધર તેની બાથમાંથી છુટો થઈ ગયો અને કોટ પાસે જઈ કુમારપાળ પહેલાં ઉભો હતો તેમ કોટને એઠેલીને તે ઉભો રહી ગયો. આ જોઈ ધરણિધરે આગળ જવાનો વિચાર માંડી વાળ્યો. "બંસીધર સ્થિર ઉભો રહેજે !" એટલું બોલીને તે પેલા પીંપળાના આધારે બંસીધરના ખભે ઉતરી આવ્યો. નીચે આવતાંજ તે બોલ્યો : "ભાઈ બંસીધર, મહારાજ તો તારી પાછળ ઘેલા બની ગયા છે. તારા વગર દુનિયામાં એમને કાંઈ દેખાતું જ નથી."

"મને પણ એ વાત ખરી લાગે છે હું નીચે આવ્યો કે તુરતજ મહારાજ તમને ભૂલી ગયા એ ઉપરથીજ હું તો સમજી ગયો." કુમારપાળ તરફ જોઇ બંસીધર હસ્યો.

"સ્નેહનો આવેગ એવોજ હોય છે." ધરણિધર બોલ્યો : "પણ હવે આપણે અહીંથી ઝટપટ રવાના થઈ જવું જોઈએ. વાતો કરવા જેવું આ સ્થાન નથી. ચાલો !" કહીને ધરણિધર જે માર્ગે તેઓ

આવ્યા હતા તે માર્ગે અગ્રસર થયો.

કુમારપાળ તથા બંસીધર ગૂપચૂપ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. બીચ ઝાડીનો ભયાનક માર્ગ વટાવીને તેઓ ધીમે ધીમે સરળ માર્ગ ઉપર આવી ગયા. તે વખતે ધરણિધર ધીમેથી બોલ્યો : "બંસીધર, ગુજરાતના ગુપ્તચરો ચાલ્યા ગયા છે એ આપણું સદ્ભાગ્ય છે. પણ તમે હવે માર્ગે પડો. હું અહીંથીજ છુટો પડી જાઉં એ ઇષ્ટ છે."

"પણ અમારે ક્યાં જવાનું છે ?" ગૂંચવાઇને બંસીધરે પૂછ્યું.

"અહીંથી તમે બંને ગિરિના મઠમાં જાઓ. ત્યાં બે તૈયાર અશ્વો રાખેલા છે, તે તમને મળશે. તે અશ્વો લેઈ મહારાજ સ્તંભતીર્થ જશે અને તારે અવંતીથી જવાનું છે." ધરણિધરે સમજ પાડી.

"મારે મહારાજાની સાથે નથી જવાનું ?" બંસીધરે ધરણિધરને પૂછ્યું.

"ના, હાલ તમારે બેઉ જણાએ એકજ માર્ગે જવા જેવું નથી. તમે છુટા પડી જાઓ એ બેઉની સલામતીની નજરે ઇચ્છવા યોગ્ય છે." ધરણિધરે સૂચના કરી.

"ધરણિધર, બંસીધર મારી સાથે થોડા દહાડા આવશે તો હરકત નથી." હવે ચૂપ રહેલો કુમારપાળ બોલી ઊઠ્યો. તેના મોં ઉપર ઉત્સુકતા છવાઈ રહી હતી.

"ના મહારાજ, આજે તમે મારી સૂચના પ્રમાણે ચાલવા બંધાયેલા છો. તમારે બંનેએ એકજ ઘડીમાં મેં કહ્યું તેમ છુટા પડી જવાનું છે." દ્રઢતાથી ધરણિધર બોલ્યો.

"પણ મારે અવંતી જવાની શી જરૂર છે ?" બંસીધરે

પ્રશ્ન કર્યો.

"ત્યાં સરસ્વતી તારી રાહ જુએ છે. થોડા વખત તારે ત્યાંજ રહેવું જોઇશે." ધરણિધરે ખુલાસો કર્યો.

"સરસ્વતી અવંતીમાં કયાંથી ? સાંજે તો અહીંજ હતી !" કુમારપાળ ચમકયો.

"પણ સાંજને અત્યારે ત્રણ પ્રહર વીતી ગયા છે અને તે માળવા તરફ કયારની રવાના થઈ ગઈ છે. ત્યાં તે બંસીધરની રાહ જોશે." ધરણિધરે કહ્યું.

"અને હું તુરંગમાંથી બહાર ન આવ્યો હોત તો પછી શું થાત ?" બંસીધર ધરણિધરને પૂછવા લાગ્યો.

"ન તે કેમ આવે ? આજે હું તને બહાર લાવવાનો જ હતો."

"શી રીતે લાવત વારૂ ?" બંસીધર મંદસ્મિતપૂર્વક પૂછી રહ્યો.

"પેલા પ્રહરીને તાણી બાંધ્યો હતો તેને તેં જોયો હતો કે નહિ ? તેની પેડેજ બાંધીને ખભે લટકાવીને પણ તને આજે હું બહાર લાવવાનો નિશ્ચય કરી ચૂકયો હતો. અને તેથીજ મેં સરસ્વતીને અવંતી મોકલી દાધી છે. હવે પ્રાતઃકાળે વહેલી રાજ તરફથી તારી તપાસ થશે. એટલે સરસ્વતીને અહીં રાખવી એ જોખમ હતું. તેથી મેં તેની વ્યવસ્થા અગાઉથી કરી દીધી છે તમે હવે જાઓ, સાવધ રહીને મુસાફરી કરજો." ધરણિધરે સ્પષ્ટતા કરી.

કુમારપાળ તથા બંસીધર બંને ધરણિધરની નિસ્વાર્થ સેવા, દક્ષતા, અને દીર્ઘદષ્ટિ જોઈ સ્તંભી ગયા. એની સૂચના અવગણવી એ મહાપાપ છે, એમ તેમનાં અંતર પોકારી રહ્યાં. આથી તેઓ ધર-

ણિધરનો આભાર માની તેની સૂચના પ્રમાણે વર્તવાનું વચન આપીને તેનાથી છૂટા પડયા.

"મહારાજ, રાજાઓને આખું જગત માથે બેસાડી ફેરવે છે. પણ હું તો આજે રાજાના માથે ચડયો હતો." હસીને બંસીધર કુમારપાળને કહેવા લાગ્યો. હવે તેઓ ઝડપથી રામગિરિના સ્થાન તરફ ચાલી રહ્યા હતા. ચાલતાં ચાલતાં બહુજ ધીમા સ્વરે તેઓ વાતચીત કરી રહ્યા હતા.

"રાજાઓ જેને માથે બેસાડે છે તેનેજ વખત આવ્યે ગરદન મારવા તૈયાર થાય છે, તે મારી વાત ઉપરથી તારે યાદ રાખવું જોઇએ." કુમારપાળ હસ્યો.

"ભાવિ ગુર્જરેશ્વર એવા પામર રાજા નહિ જ થાય. મને છોડાવવા ઠેઠ મહોબક આવ્યા છે તેજ એની સાબીતિ છે." બંસીધરે સ્મિત કર્યું.

"કાલની વાત કોણ જાણી શકે છે બંસીધર? આ અદ્રષ્ટમાં શું નિર્માયું હશે તે કોણ કહી શકે! આજે તો સિદ્ધરાજ જયસિંહ ગુર્જરેશ્વર છે એ વાત સાચી છે!"

"ભાવિ ગુર્જરેશ્વર કુમારપાળ મહારાજ છે એ વાત પણ એટલીજ સાચી છે." બંસીધર પ્રેમ અને શ્રદ્ધાના ભાવથી બોલી ઊઠયો.

"न जाने प्रभाते किं भविष्यति" કુમારપાળ બોલ્યો.

"વારૂ, મહારાજ! તમે પણ પંડિતોની પેઠે સુભાષિતો વાપરતાં શીખી ગયા હો!" બંસીધર પ્રફુલ્લ વદને બોલી ઊઠયો.

"પંડિતોને મિત્ર બનાવ્યા છે તે શું ફોગટ જાય કંઈ?" કુમારપાળ હસ્યો. એમ વાર્તાલાપ કરતા કરતા તેઓ રામગિરિના મઠ

આગળ આવી પહોંચ્યા. અંદર જતાં જ રામગિરિ તેમની રાહ જોતો ચોતરા ઉપર બેઠેલો જણાયો. કુમારપાળે ધરણિધરનું નામ લઈ અશ્વોની માગણી કરી એટલે રામગિરિ તુરત અંદર ગયો, અને થોડીજ વારમાં એક માણસની મદદથી સવારી માટે તૈયાર કરેલા બે અશ્વો સાથે લઈને હાજર થયો.

કુમારપાળ અને બંસીધર ઝટપટ સવાર થઈ ગયા. ગિરિની વિદાય લઈ તેઓ બહાર નીકળ્યા. થોડે સુધી વાતચીત કરતા તેઓ સાથે સાથે ચાલ્યા. પછી છુટા પડવાની જગો આવતાં બંસીધર ધીમેથી બોલ્યો : "મહારાજ! અવંતીનો માર્ગ અહીંથી ફંટાય છે. હવે હું જઈશ. રાણીમાતા ભૂપાલાદેવીની કુશળતાના વર્તમાન આપને અવંતી ગયા બાદ ગમે તે રીતે મોકલીશ. તેમની ચિંતા ન કરશો. માર્ગમાં આપ સાવધ રહેજો।"

"બંસીધર, હવે ફરી ક્યારે મળીશ?" કુમારપાળ ગલિત સ્વરે બોલ્યો. "આપણને પૂરી વાતચીત કરવા પણ સમય મલ્યો નહિ."

"સંજોગો અનુકૂળ આવતાં જ આપની સેવામાં હાજર થઈશ, હવે પધારો!" બંસીધરે માર્ગમાં વિલંબ કરવો ઉચિત ન હતો એ સમજીને વિદાય લીધી.

એક બીજાને સ્નેહપૂર્ણ દ્રષ્ટિએ જોતા એ બંને મિત્રો અંધકારમાં જુદીજુદી દિશાઓમાં રવાના થઈ ગયા. કુમારપાળ ગઈ રાત્રીની ઝડપી ઘટનાઓનો વિચાર કરતો કરતો અંધકારમાં માર્ગ કાપી રહ્યો.

બંસીધરનું મન હવે અવંતી તરફ દોરાયું હતું. સરસ્વતી ત્યાં તેની રાહ જોતી હશે, એ ખ્યાલથી તે અશ્વને વધુને વધુ દાબવા લાગ્યો. મહોબકપુરની હદ પૂરી થાય ત્યાં સુધી એવી ઝડપ રાખવી

આવશ્યક પણ હતી. પણ પ્રાણરક્ષાની ચિંતા કરતાંય સરસ્વતીની ચિંતા હવે તેના મનમાં વધુ વ્યાપી ગઈ હતી. તુરંગમાંથી છુટવાની ના પાડીને એ ગર્વિષ્ટ પંડિતે પોતાની સુકુમાર પ્રેમિકાને કેવી નાસીપાસ કરી હતી તે હવે તેને સમજાયું. તેની પાસે ઝટપટ પહોંચીને તેની માફી માગવા તે યુવાન પંડિત આતુર બની ગયો હતો.

પોતાની કઠોરતા, મિથ્યાભિમાન તેને દંશી રહ્યાં હતાં. અશ્વની અતુલ ઝડપ પણ તેને અત્યારે ધીમી લાગતી હતી.

# પ્રકરણ ૧૫ મું

## સિદ્ધરાજની પુત્રૈષણા

મહારાજા જયસિંહદેવ દિનપ્રતિદિન વધુ ને વધુ ઉદાસી બની રહ્યા હતા. તેમના યૌવનનો જુસ્સો અને મહત્ત્વાકાંક્ષાઓ હવે ઓસરી ગઈ હતી. થાળે પડેલું રાજતંત્ર એની મેળે ચાલ્યા કરતું હતું પણ તેની પાછળ મહારાજા હવે સતત ચિંતાશીલ રહેતા ન હતા. વૃદ્ધ મંત્રીઓ પણ સમૃદ્ધિની ટોચે પહોંચેલા ગુર્જરસામ્રાજ્યને સુલેહથી સાચવવામાં મશગૂલ બની ગયા હતા. નવા દિગ્વિજયો, યુદ્ધો કે ખટપટો માટે હવે તેમને પણ બહુ ઉત્સાહ રહ્યો ન હતો. આથી પ્રથમની સરખામણીમાં અણહિલપુરનો દરબાર હવે નિષ્ક્રિય અને નિસ્તેજ જેવો લાગતો હતો. યુવાન ઉત્સાહી દરબારીઓ મહારાજાને અકાળે વૃદ્ધત્વ આવી ગયું છે, એમ અસંતુષ્ટ મને માંહેમાંહે કહી રહ્યા હતા.

આ ટીકા સાવ ખોટી પણ ન હતી. પ્રતાપી જયસિંહદેવ હવે

રાજકાજમાં અલ્પ ધ્યાન આપતા હતા. અવનવી યોજનાઓ અને સાહસો કોઈ રજૂ કરે તો પણ તે તેના પ્રત્યે ખાસ આકર્ષાતા નહિ. હવે રાજકીય વિષયમાં નવું કાંઈ કરવાની જાણે તેમને ઈચ્છા જ ન થતી હોય એમ લાગતું હતું. મંત્રીઓ અને ઈતર રાજપુરુષો પણ રાજાની આવૃત્તિનાં પ્રતિબિંબ ઝીલી નિરુત્સાહી બની ગયા હતા.

મદનવર્મા ઉપરની સવારી પછી મહારાજાનું મન એકદમ બદલાઈ ગયું હતું. તેમનું હૈયું એકદમ ભાંગી ગયું હોય એમ લાગતું હતું. મદનવર્માએ પોતાના મંત્રીઓ આગળ સિદ્ધરાજને 'કબાડી' રાજા કહ્યો હતો. તે વાત સિદ્ધરાજના સાંભળવામાં આવતાં તેને ગુસ્સો ચઢયો હતો. આથી સુલેહ થયા પછી જ્યારે તે અને મદનવર્મા મલ્યા ત્યારે સિદ્ધરાજે પોતે 'કબાડીરાજા' કેવી રીતે હતો તે વિષે મદનવર્માને પૂછ્યું હતું.

વિલાસી મદનવર્માએ હસીને કહ્યું : "મહારાજ! જીવન અને યૌવન બંને ક્ષણિક છે. માટે જે એ બેનો યથેચ્છ ઉપભોગ ન કરતાં ઝાંજવાના જળ જેવી મહત્ત્વાકાંક્ષા પાછળ આથડી જીવન પુરું કરે છે, તે મારી નજરે ચતુર પુરુષ તો નથી જ."

"તો શું, તમારા ભોગવિલાસમાં અને નારીઓથી વીંટળાઈને ફરવામાં જીવનની સાચી તૃપ્તિ છે?" સિદ્ધરાજે અણગમો દબાવી પ્રશ્ન કર્યો.

"હા, મહારાજ! નારી તો સાક્ષાત લક્ષ્મી છે, નારાયણી છે. એને જે નથી સેવતા, એને જે નથી શણગારતા, એને જે નથી આરાધતા તે વિશ્વની સર્વશ્રેષ્ઠ સંપત્તિનો ઉપભોગ ગુમાવે છે."

"શી મૂર્ખ જેવી વાત કરવા લાગ્યા છો મહોબકનરેશ!" સિદ્ધરાજ મદનવર્માની વાતને અવગણતાં બોલ્યો : "નારીમાં એવી તે

શી મહત્તા છે કે વેવલાની પેઠે એનાં આવાં વખાણ કરી રહ્યા છો તમે?"

"મહારાજ, નારી રત્નોની ખાણ છે, સુખની દાતા છે, સમૃદ્ધિને શોભાવનારી છે. જીવનની વ્યથાઓને એ ભૂલાવે છે, ઉંડા ઘા રૂઝાવે છે, અને સંસારના સારરૂપ સંતાનની ભેટ જગતને–પુરુષને ચરણે એજ ધરે છે. એની મહત્તા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ વર્ણવી શકે તેમ નથી." મદનવર્માએ ઉત્સાહથી કહ્યું.

'નારી સંસારના સારરૂપ સંતાનની ભેટ પુરુષને ચરણે ધરે છે' એ વાક્ય સિદ્ધરાજના મનમાં ફરી ફરી પડઘો પાડીને ગાજવા લાગ્યું. હાય, પ્રભુએ તેને તે ભેટથી વંચિત રાખ્યો હતો. ખરેખર મદનવર્મા કહેતો હતો તેમ સંતાન એજ સંસારની સર્વશ્રેષ્ઠ ભેટ નથી? એ ભેટ વિના–સંતતિ વિના એની અઢળક લક્ષ્મી, સમુદ્રપર્યંત પ્રસરેલું રાજ્ય અને પ્રતાપ સહુ નિષ્ફળ બની ગયાં હતાં એ સિદ્ધરાજ સમજ્યો. એક સંતાન, એકજ પુત્ર તેને વિધિએ આપ્યો હોત તો પોતે કેટલો સુખી હોત? પોતાની રાજલક્ષ્મી કેવી પ્રફુલ્લ હોત? પુત્ર વિના એનું ભાવિ અંધકારમય બની ગયું હોય, રાજ્યપાટ નિરર્થક ભારરૂપ હોય અને સંસાર અસાર હોય એમ સિદ્ધરાજને તે દિવસે થઈ ગયું.

આ પ્રમાણે હૃદયમાં સંતાનની આકાંક્ષા સેવતો સિદ્ધરાજ મહોબકપુરથી અણહિલપુર પાછો આવ્યા પછી ઉતરતી ઉંમરે પણ ફરી ફરી સંતાન પ્રાપ્તિ માટે ફાંફાં મારવા લાગ્યો. તેણે રાણીની સલાહ પ્રમાણે અનેક દેવદેવતાઓની ભારે ભારે બાધા આખડીઓ રાખી, મંત્રતંત્રના ઉપાસકોને બોલાવી મંત્રતંત્ર અજમાવ્યા, તંત્રના પ્રયોગો કર્યા પણ બધું નિષ્ફળ ગયું. વૃદ્ધ લીલા વૈદ્યને પણ ફરી ફરી ઔષધિ આપવા આગ્રહ કરી ઔષધિ લીધી પણ તેય નિષ્ફળ ગઈ. આમ બધા

પ્રયોગો નિષ્ફળ જવાથી રાજાને ભારે નિરાશા થઈ અને તે પોતાની ચોમેર ઘોર અંધકાર ફેલાઈ રહ્યો એમ હતોત્સાહ બની ગયો.

સિદ્ધરાજને પુત્રૈષણા તો યૌવનમાંથી જ હતી. પણ તે વખતે યૌવનના જોમમાં, ઉત્સાહમાં, દિગ્વિજયોમાં અને ચઢતી સમૃદ્ધિમાં એ એષણા ગૌણ રહી હતી. પણ યૌવનનો આ સમારંભ પૂરો થતાં એને પુત્રની ઉણપ ઊંડી રીતે સાલવા લાગી. પુત્રને માટે સર્વ કાંઈ કરવા તે તૈયાર થઈને બેઠો હતો, પણ તેને એ વિષયમાં કોઈ સફળતા અપાવે એમ લાગ્યું નહિ.

છેવટે મહારાજાની દ્રષ્ટિ જૈન યતિઓ તરફ વળી. પોતાના જન્મ સમયની એક વાત મીનળબાના મુખે તેણે નાનપણમાં સાંભળેલી તે અત્યારે યાદ આવી. મીનળબા (સિદ્ધરાજની માતા) તથા રાજમહેલની વૃદ્ધ દાસીઓ વારંવાર આ ઘટના યાદ કરતાં. સિદ્ધરાજના જન્મ-પૂર્વે મીનળદેવીના ગર્ભને બાંધી દેવા માટે તેની સંપત્નીઓએ કામણ-ટૂંમણ કરેલું એવી વાર્તા ચાલતી હતી. એ વાર્તા પ્રમાણે મીનળદેવીની ઈર્ષ્યાળુ શોક્યોએ એક જૈન યતિને બોલાવી તેની પાસે એવો પ્રયોગ કરાવ્યો હતો કે મીનળદેવીનો ગર્ભ તેના ઉદરમાં જ રહે અને તેને સંતાન જન્મે નહિ. આ જૈન યતિએ રાણીની શોક્યો પાસે એક મોટું માટલું મંગાવી તેમાં પાણી ભરી એક દેડકો નાંખ્યો હતો; અને પછી તે માટલાનું મોં બરાબર બંધ કરી દઈને તેને રાણીવાસના ચોકમાં એક એકાંત જગાએ જમીનમાં દાટવામાં આવ્યું હતું. યતિ જતી વખતે કહેતો ગયો હતો કે, જ્યાં સુધી આ માટલું કોઈ કાઢશે નહિ ત્યાં સુધી ગમે તેટલા પ્રયાસો—દવાઓ, મંત્રતંત્રો વગેરે થશે તો પણ મીનળદેવીનો ગર્ભ તેના ઉદરમાંથી બહાર આવશે નહિ.

પણ કહે છે કે પાછળથી મીનળદેવી તથા રાજમંત્રીના જાણુ-વામાં આ વાત આવી ગઈ. કારણ રાણીને પૂરા દહાડા વીતી ગયા

છતાં પ્રસવ ન થવાથી તેઓએ તપાસ કરાવી તો શોકયોના કારસ્તાનની ખબર પડી. આથી ચતુર મંત્રીએ મીનળદેવીને અણહિલપુરમાંથી હવા-ફેર માટે ઉત્તર દિશામાં મોકલી. પાછળથી થોડા દિવસ બાદ મંત્રીએ એકાએક રાણીને પુત્ર પ્રસવ્યાના ખોટા સમાચાર રાજમહેલમાં ફેલાવ્યા. આ સમાચાર સાંભળી મીનળદેવીની પેલી ઇર્ષ્યાળુ શોકયો બળી ઊઠી. તેમણે તેજ વખતે પેલા યતિને મહેલમાં તેડાવીને ધમકાવી કહ્યું કે, તું અમને છેતરી ગયો છે. રાણીને તો છોકરો જનમ્યો છે અને તારો પ્રયોગ ખોટો પડયો છે. આ સાંભળી યતિ દૃઢતાથી બોલ્યો: "મારો પ્રયોગ કદી નિષ્ફળ ન જાય. રાણીને પુત્ર પ્રવેસ જ નહિ." પણ રાણી-ઓને હવે તેની વાતમાં વિશ્વાસ ન હતો. આથી તેમણે તેને ખૂબ તંગ કર્યો એટલે તે બોલ્યો કે, જો પેલો દેડકો માટલામાંથી નીકળી જાય તો જ મીનળનો ગર્ભ બહાર પડે, તે સિવાય ન પડે. ચાલો, હું ખાત્રી કરી જોઉં. આમ કહી યતિએ પેલું માટલું જમીનમાંથી બહાર કઢાવી તેનું મોં ખોલ્યું. પણ તેજ વખતે અંદરનો દેડકો કૂદીને બહાર નીકળી ગયો. તે જોઈ યતિ બોલ્યો : "તમારો અવિશ્વાસ તમને જ નડયો છે. જાઓ, આ દેડકો માટલામાંથી હાલ બહાર પડયો માટે હવે મીનળદેવી પૃથ્વીમાં જ્યાં હશે ત્યાં તેને આજ પળે પુત્ર પ્રસવ થઈ ગયો હશે." મંત્રીની યુક્તિથી આ રીતે રાણીઓ ઠગાઈ અને યતિનો પ્રયોગ નિષ્ફળ થવાથી તે જ સમયે પાટણની બહાર મીનળ-દેવીએ સિદ્ધરાજને જન્મ આપ્યો.

આ ઘટના સિદ્ધરાજદેવે નાનપણમાં સાંભળેલી તે તેને યાદ આવી અને તે ઉપરથી તેને જૈન યતિના તંત્રબળ ઉપર મનમાં શ્રદ્ધા પ્રગટી. આથી તેણે વૃદ્ધ આશુક મંત્રીને બોલાવીને પોતાની ઇચ્છા તેની આગળ વ્યક્ત કરી. તે સાંભળી મંત્રીએ કહ્યું : "મહારાજ! આપે કહી તેવી ઘટના આપના જન્મકાલ પહેલાં બની હતી, એમ લોકો કહે છે. પણ બધા યતિ એવા સમર્થ નથી હોતા. છતાં જૈન યતિ-ઓમાં જ તમને શ્રદ્ધા હોય તો કલિકાલના સર્વજ્ઞ જેવા વિદ્વાન યતિ

હેમચંદ્રસૂરિને બોલાવી પુત્રપ્રાપ્તિનો ઉપાય પૂછીએ."

સિદ્ધરાજ મહારાજ હેમચંદ્રસૂરિની વિદ્વતાથી માહિતગાર હતા. એ વિદ્વાન યતિએ મહારાજાને પોતાના ગ્રંથલેખનથી અને પાંડિત્યથી મુગ્ધ પણ કર્યા હતા. એટલે તે વાત સિદ્ધરાજને ઠીક લાગી. રાજાની અનુમતિ મળતાં જ આશુક મંત્રીએ સ્તંભતીર્થે માણસ મોકલી સૂરીશ્વરને અણહિલપુર તેડાવ્યા.

હેમચંદ્રાચાર્યે આવીને મહારાજાની આજ્ઞા સાંભળી. પછી તે બોલ્યા: "નૃપેન્દ્ર, હું મલિન વિદ્યામાં નથી માનતો. છતાં તમારી આજ્ઞા હોય તો દેવતાઓને તમારો પ્રશ્ન પૂછી નિર્ણય માગુ."

"ભલે, તેમ કરો, પણ મારી આકાંક્ષા પૂર્ણ થાય તેજ મારે તો જોઈએ છે સૂરીશ્વર!" રાજાએ સૂરીશ્વરને કહ્યું.

"તમે કહો તે દેવતાને આ પ્રશ્ન પૂછું મહારાજ!" સૂરિએ કહ્યું.

"અંબિકાદેવીને મારો પ્રશ્ન પૂછો." સિદ્ધરાજે જવાબ આપ્યો.

હેમચંદ્રસૂરિએ અંબિકાની ઉપાસના દ્વારા મનોનિગ્રહની ઉચ્ચ ભૂમીકાએ પહોંચી દૈવી સત્ત્વનો નાદ પોતાના અંતરમાં સાંભળી લીધો. પછી તેમણે બીજે દિવસે સિદ્ધરાજને કહ્યું "મહારાજ! અંબિકાદેવી કહે છે કે આપના ભાગ્યમાં પુત્રપ્રાપ્તિ નથી."

"કોઈજ ઉપાય દેવીએ ન સૂચવ્યો સૂરીશ્વર?" નિરાશ સ્વરે રાજા બોલ્યો.

"ના મહારાજ, મેં બહુ પ્રાર્થના કરી પણ દેવીએ વિધિનિર્માણને નિષ્ફળ કરવામાં પોતે કાંઈ પુરુષાર્થ ન કરી શકે, એમ સાફ જણાવી દીધું."

યતિનો આ નિર્ણય સાંભળી સિદ્ધરાજ મહારાજ હતાશ થઈ ગયા. પુત્રપ્રાપ્તિ માટેની એમની રહીસહી આશા પણ ઉડી ગઈ. ભગ્ન હૃદયે મહારાજા ઘરડા બળદની પેઠે નિરસતાથી રાજભાર તથા જીવન-ભાર વહેવા લાગ્યા. તેમના જીવનમાંથી આનંદ અને તાજગી ઉડી ગયાં. રાજકાજ અને બીજી બધી પ્રવૃત્તિઓ એમને અળખામણી લાગવા માંડી. મંત્રીઓને માથે ઘણોખરો રાજભાર નાંખી દઈ મહારાજા હવે ઉદાસ રહેવા લાગ્યા.

મંત્રીઓ અને સામંતો પણ હેમચંદ્રસૂરિનો રાજાને મળેલો જવાબ જાણી ગયા. તેમને પણ નિરાશા થઈ. સાથે સાથે ગુજરાતનો તાજ જયસિંહદેવની હયાતિ બાદ કોને માથે મૂકાશે તેનો પણ તેઓ વિચાર કરવા લાગ્યા. આ વિષે વિચાર કરતાં દરેક બુદ્ધિશાળી રાજ-પુરુષની દ્રષ્ટિ કુમારપાળ ઉપર જઈ ઠરતી. એના સિવાય રાજકુટુંબના નિકટના બીજા ભાયાતો કોઈ હતા નહિ અને એના જેવી રાજકીય શિક્ષણની તક પણ બીજા કોઈને મળી ન હતી. આથી દેશવટો ભોગવતો કુમારપાળ હવે વારંવાર સૌને યાદ આવવા લાગ્યો અને સૌના અંત-રમાં તેના માટે સહાનુભૂતિ પ્રગટવા માંડી. કેટલાક તો એની ખેમ કુશળતા માટે ઈશ્વરને છૂપી પ્રાર્થનાઓ પણ કરતા હતા. તે એમ માનતા કે, સિદ્ધરાજ પછી કુમારપાળ જેવો સમર્થ રાજા નહિ હોય તો " દીવા પાછળ અંધારૂં " એ ન્યાયે ગુજરાતમાં અરાજકતા વ્યાપી જશે.

# પ્રકરણ ૧૬ મું

## બાવાની છત્રી આગળ

મહામંત્રી દાદાક પણ હવે મનમાં કુમારપાળ પ્રત્યે થોડીઘણી સહાનુભૂતિ ધરાવતા થયા હતા. પણ મહારાજા જયસિંહદેવ હજી પણ રોજ રોજ કુમારપાળને પકડવા શી તજવીજ થાય છે તે પૂછી રહ્યા હતા. એટલે મહામંત્રી તે માટે કાળજી રાખી સમાચાર મેળવતા અને કુમારપાળને પકડવા નવી નવી યોજનાઓ ઘડીને અમલમાં મૂકતા. મહારાજાને તે હઠ છોડી દેવા સમજાવવા એ નિરર્થક હતું. એટલે મંત્રી મને કમને તેમની આજ્ઞાને કાર્યશીલ બનાવી રહ્યા હતા.

કુમારપાળનો બનેવી કૃષ્ણદેવ અણહિલપુરના દરબારમાં પ્રતિષ્ઠિત સામંત હતો. તેની કુમારપાળ પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ હોય એ દેખીતું છે. ભટ્ટરાજ કાક જે અણહિલપુરના ભલભલા મુત્સદ્દીઓને પોંચા કરડાવનાર દક્ષ રાજપુરુષ ગણાતો હતો તે પણ અંદરખાનેથી કુમારપાળનો મિત્ર હતો. તદુપરાંત વિચક્ષણ બુદ્ધિવાળો ઉદયનમંત્રી પણ

હવે કુમારપાળનો ગુપ્ત મિત્ર બની તેને સહાય આપી રહ્યો હતો. વળી હેમચંદ્રાચાર્યની તો કુમારપાળ પ્રત્યે મીઠી નજર હતી જ. આમ અણહિલપુરના દરબારમાં કુમારપાળના અનેક હિતસ્વી મિત્રો હતા. દાદાક આ વાતથી છેક અજાણ ન હતા. અને તેથી તે પણ કુમારપાળ પ્રત્યે મનમાં થોડો ઘણો સદ્ભાવ રાખતા થયા હતા.

પ્રજાજનો તો કુમારપાળને-પરાક્રમી ત્રિભુવનપાળના કુમારને પ્રથમથીજ હૃદયપૂર્વક ચાહતા હતા. તેનો દેશવટો પ્રજાને હૃદયમાં ઉંડે ઉંડે ખૂંચતો હતો. પણ પ્રતાપી સિદ્ધરાજ આગળ દબાઈ ગયેલી પ્રજા પોતાનો તે વિરોધ સબળ રીતે વ્યક્ત કરી શક્તિ ન હતી. પણ એથી ઉલટી કુમારપાળ માટેની લોકલાગણી તો વધુ ને વધુ સતેજ બની રહી હતી.

નિરુત્સાહ બની ગયેલા સિદ્ધરાજદેવ ધીમે ધીમે રોગગ્રસ્ત થવા લાગ્યા. તેમનો પ્રચંડ શક્તિશાળી દેહ હવે ભાંગી જવા લાગ્યો. એકાએક વૃદ્ધત્વ આવતું હોય તેમ મહારાજાનો ચહેરો થોડાજ સમયમાં નિસ્તેજ બની ગયો. ઔષધિના પ્રયોગો તેમને સુધારવાને બદલે ઉલટા વધુ ને વધુ શિથિલ કરવા લાગ્યા. મંત્રીઓ આ જોઈ હતાશ થયા. રાજવૈદ્ય પણ નિરાશા અનુભવવા લાગ્યા. છતાંય એ પ્રતાપી રાજવીને ફરી તંદુરસ્ત બનાવવા સૌ અનેક પ્રયાસો કરવા લાગ્યા.

પણ કૃષ્ણદેવ અને કાક જેવા પુરુષો ચેતી ગયા. તે સમજ્યા કે રાજા ઉંડી નિરાશાથી ભાંગી ગયો છે. તેને ટટ્ટાર કરવો હવે મૂશ્કેલ છે. આથી રાજા હવે પૂર્વવત તંદુરસ્ત નહિ થાય પણ બૂઝાતા દીપકની પેઠે ધીમે ધીમે વિલીન થઈ જશે એમ આ બંને જણા સમજી ગયા. આ કારણથી કાકભટ્ટ તથા કૃષ્ણદેવે મંત્રણા કરી પોતાના ચારો દ્વારા કુમારપાળને ધીમે ધીમે અણહિલપુરની નજીકમાં આવી ગુપ્તવેશે રહેવાની સૂચના આપી.

કુમારપાળ પણ તદ્દન ગાફેલ ન હતો. મંત્રી ઉદયન દ્વારા તેને

પણ પાટણના રાજભુવનના મહત્ત્વના સમાચાર વખતોવખત મળ્યા કરતા હતા. મહારાજ સિદ્ધરાજ બીમાર પડયાના સમાચાર ઉપર તે પણ ચિંતન કરી રહ્યો હતો. તે જ અરસામાં કૃષ્ણદેવનો સંદેશ આવ્યો એટલે તે અનુસાર કુમારપાળે સાધુવેશ ધરીને ગામેગામ ફરતાં ફરતાં અણહિલપુર તરફ આગળ વધવા માંડ્યું.

સજ્જન નાયક અને બીજા ગુપ્તચરો મહામંત્રીની આજ્ઞાથી તેનો પત્તો પાડવા તથા પકડવા માટે પૂર્વવત પ્રયાસ કરીજ રહ્યા હતા. આ લોકો પોતાની તપાસનાં નિવેદનો મંત્રીશ્વરને વખતોવખત મોકલી રહ્યા હતા. કયા કયા વિભાગોમાં કુમારપાળ માટે કેવી તપાસ કરી, શું માહિતી મેળવી અને હવે કયા વિભાગની તપાસ કરવાના હતા, વગેરે હકીકત આ રાજસેવકો મંત્રીશ્વરને નિયમિત રીતે જાહેર કરતા અને મંત્રીશ્વર તે પ્રવૃત્તિને લક્ષમાં રાખી તેમને યોગ્ય સૂચનાઓ પણ આપતા હતા.

પણ ચારોની નજરમાંથી કેમ છટકવું તેમાં હવે નિપુણ થઈ ગયેલો કુમારપાળ ગુપ્તચરોને થાપ આપી અણહિલપુર તરફ ગુપ્તવેશે આગળ વધી રહ્યો હતો. ઘણા ખરા ચારો તો કુમારપાળ અણહિલ-પુરથી ઘણે દૂર લાટ કે સોરઠમાં હોવાનું માની વધુ ધ્યાન તે જ ભાગોમાં આપી રહ્યા હતા. પરિણામે કુમારપાળનું કામ વધુ સરળ બન્યું. પણ કુમારપાળને સૌથી વધુ બીક તો સજ્જન નાયકની હતી. એ જુવાન રાજપૂતનો ઉત્સાહ, ચપળતા અને બાતમી મેળવવાની આવડત વિષે કુમારપાળ સારી પેઠે માહિતગાર હતો આથી તેના સપાટામાં ન આવી જવાય તે માટે કુમારપાળ રાતદિવસ જાગૃત રહેતો હતો.

અણહિલપુર તરફ આગળ વધતો કુમારપાળ છત્રીવાળા સાધુને વેશે ગામેગામ ફરતો અને ગામની ભાગોળમાં છત્રી ઠોકી બે ચાર દહાડા ત્યાં રહેતો, નવા સમાચાર મેળવતો અને પછી આગળ ચાલ્યો જતો હતો. એક નાના

ગામની ભાગોળે એક રાતે કુમારપાળ પોતાની છત્રીમાં ધૂણી આગળ સાધુવેશ ધારી ભભૂત લગાવી બેઠો હતો. તેવામાં બે બુકાનીવાળા પુરુષો આવી ' નમો નારાયણ ' કહી ધૂણી આગળ બેસી ગયા.

રાતની વખતે આવેલા આ અજાણ્યા ભક્તો તરફ શંકાયુક્ત નજરે જોતાં બાવાજીએ તેમને આશીર્વાદ આપ્યો. થોડી આડીઅવળી વાત કરી ભક્તોએ ગાંજાની ચલમના લોભથી ચલમ ભરી આપવા ઇચ્છા પ્રદર્શિત કરી. સાધુ તરીકે કુમારપાળને ગાંજો રાખવો પડતો હતો. પણ બીજાના હાથે ભરેલી ચલમ તે પીતો નહિ. કારણ ચલમમાં ઝેર કે કેફી ચીજ પાઈ દેવાનો પ્રયોગ થાય એવી તેના મનમાં બીતિ રહેતી હતી. આથી બાવાજીએ ગાંજો તથા ચલમ કાઢી તે જાતે ભરવાની તૈયારી કરવા માંડી. તે જોઈ એક બુકાનીવાળો બોલ્યો : " મહારાજ ! લાવો અમે જ ચલમ ભરી દઈએ."

" નહિ નારાયણ, હમ કિસિકો અપની ચલમ નહિ દેતે હૈં. અપને હાથસે સ્વયં હિ ચલમ ભર લેતે હૈ." સાધુએ કહ્યું.

" પણ, એનું શું કારણ ? બધા જ બાવા ભક્તો પાસે ચલમ ભરાવીને પીએ છે, તો આપ કેમ તે પ્રમાણે નથી કરતા ? " બુકાનીવાળાએ પૂછ્યું.

" હમેરા ગુરૂકા આદેશ હૈ કિ કિસિકી પાસ ચલમ મત ભરાના, આજ તક કભિ હમને યહ નીમકા ભંગ નહિ કિયા હૈ."

બુકાનીવાળો બારીક નજરે સાધુ તરફ જોઈ રહ્યો હતો તથા તેની ભાષા અને અવાજનો અભ્યાસ કરી રહ્યો હતો. પોતાના મુખ ઉપર તેની દ્રષ્ટિ ઠરેલી જોતાં કુમારપાળ વહેમાઈ ગયો. જાણે એ બુકાનીવાળો પુરુષ પોતાની જટાની કૃત્રિમતા પરખી ગયો હોય એમ તેને શંકા પડી. પણ કુમારપાળે બીજો ઉપાય ન હોવાથી ચલમ ભરી

થોડાક દમ લગાવીને પછી તે ભક્તોના હાથમાં આપી.

બંને ભક્તો વારાફરતી ચલમના દમ લગાવતા અલકમલકની વાતો કરવા લાગ્યા. કુમારપાળને પણ તેઓ પોતાની વાતોમાં પ્રયત્નપૂર્વક ભેળવી રહ્યા હતા. ધીમે ધીમે તેઓ તત્ત્વજ્ઞાનની વાતો તરફ વળવા લાગ્યા. વારંવાર ચર્ચા દરમ્યાન તેઓ ભક્તિ અને તપશ્ચર્યા એ બેમાં કયું અંગ મહાન છે તે પ્રશ્ન બાવાને પૂછવા લાગ્યા અને તે વિષે પોતાનો અભિપ્રાય પણ જણાવવા લાગ્યા. એમ વાર્તાલાપમાં ઘણો સમય વ્યતિત થઈ ગયો. કુમારપાળ આ ભક્તો કેવી જાતના છે તેનો મન સાથે વિચાર કરી રહ્યો હતો.

થોડીજ વારમાં વળી એક ત્રીજો નવજુવાન બુકાનીધારી ત્યાં આવી પહોંચ્યો. તે પણ સાધુને નમસ્કાર કરી ધૂણી આગળ પેલા ભક્તોની પાસે બેસી ગયો. તેની હાજરી પેલા પ્રથમના બે ભક્તોને અણગમતી લાગી હોય તેમ તે તેના તરફ રોષથી વારંવાર જોવા લાગ્યા. આવનાર યુવાન પણ તે લોકો તરફ તેવાજ ભાવથી જોતો હતો અને પછી વારંવાર સાધુ તરફ નજર કરતો હતો. આ ખેલ કુમારપાળને બહુ વિચિત્ર લાગ્યો. ‘ દાળમાં કંઈક કાળું છે ’ એમ તે સમજી ગયો. પણ શું કરવું તે તેને સૂઝયું નહિ.

“ લ્યો ત્યારે બાપજી, હવે અમે જઈશું.” એમ કહીને બુકાનીવાળા પેલા બે ભક્તો ઉભા થઈ બાવાને હાથ જોડીને વિવેકથી કહેવા લાગ્યા.

“ હા નારાયણ, નમસ્તે ” કહી સાધુએ બલા ટળી એમ મનમાં માન્યું.

પણ પેલા લોકો બે ત્રણ ડગલાં આગળ ચાલી એકદમ પાછા વળ્યા. સાધુ તે જોઈ રહ્યો હતો. પેલો નવીન આવનાર યુવાન પ્રથ-

મથી જ આ ભક્તો ઉપર બારીક નજર રાખી રહ્યો હતો. એકાએક તરવાર ખેંચીને બંને બુકાનીવાળા પુરુષો બાવા ઉપર ધસી ગયા. બાવો અસાવધ હતો અને પહેલા જ સપાટે કપાઈ ગયો હોત. પણ એક બુકાનીવાળાનો ઝટકો તેની છત્રીના દાંડાને લાગવાથી તે બચી ગયો. અને બીજાનો ઝટકો પેલા નવજુવાને વીજળી વેગે વચમાં કૂદી પડીને પોતાની ઉપર ઝીલી લીધો. નવજુવાન ઘાયલ થઈ ઢળી પડ્યો.

પણ હવે કુમારપાળ સાવધ બની ગયો. તેણે પેલા ભોંય ઢળેલા નવજુવાનની તરવાર ઝટપટ ખેંચી લઈ બુકાનીવાળાઓનો સામનો ચપળતાથી કરવા માંડ્યો. એક બાજુ એકલો કુમારપાળ અને બીજી તરફ બે બુકાનીવાળા હતા.

"મહારાજ, જીવવું હોય તો તરવાર છોડી દો" હવે એક બુકાનીવાળો બોલી ઊઠ્યો.

"નરાધમ, આવી રીતે વિશ્વાસઘાત કરનાર તું કોણ છે તે પહેલાં કહી દે. તને તો યોગ્ય શિક્ષા થવી જ જોઈએ. હું તરવાર નહિ છોડું." સિંહની પેઠે ઘૂમતો કુમારપાળ બોલી ઊઠ્યો. અત્યારે તેનામાં અજબ બળ આવી ગયું હતું. મરવું અગર મારવું એવા નિશ્ચયથી તે દ્વન્દ્વ ખેલી રહ્યો હતો.

"અમારી બેની આગળ તમે નહિ ફાવી શકો. વ્યર્થ પ્રાણ ગૂમાવશો." બીજો બુકાનીવાળો હવે બોલી ઊઠ્યો.

"તારા જેવા વિશ્વાસઘાતીને હું શરણે આવીશ એમ ?" કુમારપાળે રોષથી કહ્યું અને તે ગર્જના કરી પેલા બુકાનીવાળા ઉપર ત્રાટકી પડ્યો. બુકાનીવાળો ઘાયલ થયો પણ તે તેવા ઘાને ગણકારે તેવો ન હતો. તેણે તથા તેના સાથીદારે વધુ ચપળતાથી સામનો કરવા માંડ્યો.

કુમારપાળ તરવારના યુદ્ધમાં નિપુણ હતો. પણ તેના પ્રતિદ્વન્દ્વી પણ તેવાજ ચપળ જણાયા. વળી તે બે જણા હતા અને કુમારપાળ એકલો હતો, એટલે કુમારપાળને બહુ સાવધપણે બંનેના દાવ ચૂકાવીને સામો દાવ લગાવવો પડતો હતો. આથી બહુ કુશળતાથી કુમારપાળ ઘૂમતો હોવા છતાં થોડીવારમાં તે બે ત્રણ જખમોનો ભોગ બની ગયો. તેની શક્તિ હવે ઓસરવા લાગી અને તે હતોત્સાહ થવા લાગ્યો.

પ્રતિપક્ષીઓ હવે ઝડપથી કુમારપાળને ઘાયલ કરી ભોંય ઢાળી દેવા માટે તત્પર બન્યા. તેઓ વધુ સાવધ બની દ્વન્દ્વ ખેલવા લાગ્યા. પણ તેવામાં પાછળથી એકાએક કોઈની બૂમ સંભળાઈ: " ખબરદાર! સાધુ પર હલ્લો કરનાર કોણ છે એ! "

આ અવાજ સાંભળી પેલા બુકાનીવાળા ચમકી ઊઠયા. લાંબી તરવાર ખેંચીને એક કદાવર પુરુષને આગળ ધસી આવતો જોઈ, તેઓ તે પોતાનો કાળ છે એમ સમજી ચેતી ગયા અને અંધકારમાં પલાયન કરી ગયા.

# પ્રકરણ ૧૭ મું

## અણીની વખતે આવેલા મિત્રો

નવીન આવનાર પુરુષે પળવાર પેલા બુકાનીવાળાઓનો પીછો પકડવા વિચાર કર્યો. પણ પછી અંધકારમાં તે પ્રયાસ નિરર્થક છે એમ માની તે અટક્યો. તેણે સાધુવેશધારી કુમારપાળ તરફ નજર કરી. તે તેના તરફ પ્રથમથી જ તાકી રહ્યો હતો.

"કેમ મહારાજ, બહુ ઈજા તો નથી થઈને?" પેલા પુરૂષે સાધુને પૂછ્યું.

"ના, કોણ ધરણિધર!" અવાજ પારખી લઈ ચમકીને સાધુ બોલી ઊઠયો.

"હા મહારાજ! આ દુષ્ટ મારાઓ આપને ઓળખી ગયા છે. માટે હવે વેશ પલટી હાલ જ આપે અહીંથી ભાગવું જોઈએ."

ધરણિધરે તલવાર મ્યાન કરતાં કહ્યું.

"હા, પણ શરૂઆતમાં વચ્ચે પડી પોતે ઘાયલ થઈ મને બચાવનાર આ નવજુવાન કોણ છે, તે જોવું પડશે." કુમારપાળે ઘાયલ થઈ પડેલા પેલા નવજુવાન તરફ હવે જોયું.

ધરણિધર તેની નજીક આવી ઘાયલ જુવાન તરફ જોવા લાગ્યો. જુવાન બેશુદ્ધ બની ગયો હતો. તેનું મુખ બારીકાઈથી અવલોકતાં જ ધરણિધર ચમકીને બોલી ઊઠ્યો : "મહારાજ ! આ તો મારી બેન સરસ્વતી !"

"સરસ્વતી અહીં અત્યારે ક્યાંથી ! તે ન આવી હોત તો શરૂઆતમાં જ હું મારાઓની તલવારનો ભોગ બની ગયો હોત. મારો ઘાવ તેણે ઝીલી લીધો તેથી જ હું બચી ગયો. વળી તેની તલવાર મળી આવી તેથી જ હું તમે આવી પહોંચ્યા ત્યાં સુધી મારાઓનો સામનો કરી શક્યો." કૃતજ્ઞતાપૂર્વક કુમારપાળ સરસ્વતીની પાસે બેસી ગયો.

ધરણિધરે છત્રીમાંથી જળ લાવી સરસ્વતીના મુખ પર છાંટ્યું અને પછી પાસે બેસી તેને પવન નાંખવા લાગ્યો. થોડીવારે આ ઉપચારથી સરસ્વતીની મૂર્છા દૂર થઈ અને તે બેઠી થઈ. ધરણિધરે તેને ટેકો આપી બેસાડી અને તેને સ્વસ્થ કરવા કહ્યું : "સરૂ, હું આવ્યો છું અને મહારાજ ઉપર તૂટી પડેલા મારા નાસી ગયા છે."

"મહારાજ, તમને કંઈ ઈજા તો નથી થઈને !" સરસ્વતીએ કુમારપાળને પૂછ્યું.

"ના બેન, તારી કૃપાએ હું બચી ગયો છું. મારો જીવ તેં મારો ઘાવ ઝીલી લઈને બચાવ્યો છે. તારો હું બહુ ઋણી થયો છું સરસ્વતી !" કૃતજ્ઞતાના ભાવે સરસ્વતીને અવલોકતાં કુમારપાળ બોલી ઉઠ્યો.

"ઇશ્વરકૃપાએ બધું સારૂં જ થઈ ગયું. સરસ્વતી ! તું પણ વખતસર આવી અને હું પણ સમયસર અહીં આવી પહોંચ્યો. પણ તું અહીં ક્યાંથી ? અને બંસીધર ક્યાં છે ? તે તને હજી નથી મળ્યો વારૂં ?" ધરણિધરે સરસ્વતીને પૂછ્યું. તે હવે સ્વસ્થ થઈ ગઈ હતી.

ઉજ્જૈનમાં કુમારપાળની * પત્ની ભુપાલાદેવી વગેરે પરિવાર આજપર્યંત દેવશ્રીના આશ્રયે સુખરૂપ રહી શક્યાં હતાં. પણ પાછળથી તેમને ગુજરાતના ગુપ્તચરોએ ઓળખી કાઢ્યાં અને કુમારપાળની ભાળ મેળવવા તેમના ઉપર નજર રાખવા માંડી. ધરણિધરના જાણવામાં આ વાત વખતસર આવી ગઈ. આથી તેણે અવંતી (ઉજ્જૈન)માં રહેતા બંસીધરને ચેતાવી દીધો. બંસીધરે હવે ભૂપાલાદેવી વગેરેને માળવામાંથી સુખરૂપ બીજે સ્થળે લઈ જવાનું ઉચિત માન્યું. બીજો કોઈ માર્ગ ન જડવાથી તેણે કુમારપાળના કુટુંબને શ્રીસ્થળ (સિદ્ધપુર) પાસે આવેલા ખડાલ ગામમાં ગુપ્ત રીતે રાખવાનો વિચાર કર્યો. ખડાલમાં મારૂતી મંદિરની જગો ઘણી પ્રખ્યાત હતી. તે જગાના બ્રહ્મચારી બંસીધરના મામા થતા હતા. તે સ્થાનમાં કેટલાંક પ્રાચીન સમયનાં ગુપ્ત ભોંયરાં પણ હતાં. તેથી કુમારપાળના કુટુંબને ત્યાં મૂકી આવવા તેણે નિશ્ચય કર્યો.

આથી બંસીધર ભૂપાલાદેવી વગેરે સાથે અવંતીથી ગુજરાત તરફ ગુપ્ત વેશે નીકળી ગયો હતો. તેના અવંતી છોડ્યા પછી થોડા દહાડા બાદ ધરણિધરને ગુપ્ત સમાચાર મળી આવ્યા કે, કુમારપાળ અણહિલપુર તરફ છત્રીવાળા બાવાને વેશે આગળ વધે છે તે વાત મહામંત્રીના જાણવામાં આવી ગઈ છે. આથી તેને પકડવા અથવા તે ન બને તો છેવટે મારી નાંખવા માટે મારાઓની ગોઠવણ થાય એવો સંભવ છે. આથી કુમારપાળને ગુપ્ત રીતે મળી ચેતવણી આપી ઝટપટ કાશી તરફ નસાડી મૂકવા માટે ધરણિધર અવંતીથી નીકળી પડયો.

પણ ચંદ્રશેખરનો આશ્રય ગૂમાવી બેઠેલી સરસ્વતીને અવંતીમાં વધુ વખત એકલી રાખવી એ ઇષ્ટ નથી, એમ ધરણિધર સમજતો હોવાથી તેણે સરસ્વતીને પણ ગુજરાત તરફ લઈ જવી ઈષ્ટ માની. આથી તે સરસ્વતીને પણ પોતાની સાથે લઇને અવંતીથી નીકળ્યો હતો. કુમારપાળ તથા તેના મિત્રો માટે હવે અવંતી કે મહોબકપુર સલામત ન હતાં, એમ ધરણિધરની માન્યતા બંધાઈ ચૂકી હતી. આથી તેણે કુમારપાળ, બંસીધર, સરસ્વતી વગેરેને થોડો વખત કાશી તરફ મોકલી દેવાનો મનમાં વિચાર કર્યો હતો.

કુમારપાળના કુટુંબને ખડાલમાં મૂકીને પાંચ સાત દિવસ શ્રીસ્થળમાં ગાળ્યા પછી બંસીધર ગુપ્તવેશધારી કુમારપાળને મળવા તથા તેની સાથે રહેવા જવાનું નક્કી કરીને અવંતીથી નીકળ્યો હતો. આથી તેને ચેતાવીને હવે કુમારપાળ પાસે ન જવા દેતાં * ધાન્યધરા (ધાન્ધાર)ની સીમા ઉપરના એક ગામમાં લઇ આવી પોતાને તથા કુમારપાળને મળવાની સૂચના સરસ્વતીને ધરણિધરે કરી હતી. શ્રીસ્થળથી બે કોશ દૂરથી ધરણિધર સરસ્વતીને આ બધી સૂચનાઓ તથા ખડાલ અને શ્રીસ્થળના બંસીધરના રહેઠાણની માહિતી આપી સરસ્વતીથી છૂટો પડયો હતો.

સરસ્વતી પુરુષવેશમાં જ હતી અને તે જ વેશમાં શ્રીસ્થળ જવા તથા બંસીધરને શોધી કાઢવા તેણે સ્વેચ્છાથી માથે લીધું હતું. ધરણિધરને પોતાને અણહિલપુર જઇને ત્યાંની ગુપ્ત બાતમી મેળવી બાદ કુમારપાળ પાસે વહેલામાં વહેલી તકે પહોંચી જવું હતું. એટલે સરસ્વતી માટે તે વધુ વખત આપી શકે તેમ ન હતો. સરસ્વતી પણ તેની અગત્ય સમજતી હતી એટલે તેણે પોતે થઇને જ શ્રીસ્થળ એકલા જવાનું તથા બંસીધરને ચેતાવીને સાથે લઈ ધાન્યધરાની સીમા ઉપર

* પાલણપુરનો ધાન્ધાર પ્રદેશ.

નિર્ણિત સ્થળે આવી પહોંચવા કબૂલ કર્યું હતું. આથી શ્રીસ્થળથી થોડે દૂરથી ધરણિધર તથા સરસ્વતી છુટાં પડયાં હતાં.

કુમારપાળ કયાં છે તેની વિગત ધરણિધર પોતાના નિષ્ણાત ગુપ્તચરો અને મિત્રો દ્વારા અવંતી બેઠાં મેળવતો. અણહિલપુરના દરબારની અને અવંતીના સુબાની પ્રવૃત્તિની વિગતો પણ તે ધ્યાનપૂર્વક એકઠી કરતો રહેતો હતો. કુમારપાળ કયાં છે તે બંસીધરની જાણ માટે ધરણિધરે સરસ્વતીને કહ્યું હતું. આમ સરસ્વતી બધી માહિતી મેળવી ધરણિધરથી છુટી પડી, દૂર દૂર દેખાતા રૂદ્રમહાલયના શિખરો તરફ આનંદથી જોતી શ્રીસ્થળ તરફ આગળ વધી.

શ્રીસ્થળમાં બંસીધર મામાને ત્યાં જ આરામ કરતો હતો. તે સરસ્વતીને જોઈને ચમકયો. પછી સરસ્વતીએ બધી વાત એકાંતમાં તેને જણાવી અને ધરણિધરની સૂચના પ્રમાણે ધાન્યધરાની સીમા ઉપર પોતાની સાથે આવવા કહ્યું. એક રાત વિશ્રાંતિ લઇ બીજે દિવસે પ્રભાતે બંસીધર સરસ્વતી સાથે શ્રીસ્થળથી ઉત્તર તરફ જવા નીકળી પડયો. પણ માર્ગમાં બંસીધરને તાવ ચઢવાથી નજીકના જ એક ગામની ધર્મશાળામાં અટકીને મુકામ કરવાની તેમને ફરજ પડી. એ રાત્રે એ ધર્મશાળામાં મારવાડ તરફથી આવતા બીજા બે માણસો પણ ઉતરેલા હતા. મોડી રાત્રે બંસીધર લઘુશંકા માટે ઊઠયો તે વખતે તેણે પેલા બે માણસોને સામેના એક ઝાડ તળે કોઇ ત્રીજી વ્યક્તિ સાથે ગૂપસૂપ વાતો કરતા જોયા. શંકાવશ બની ઋગ્ણ બંસીધર તે તરફ ગયો અને છુપી રીતે ઝાડના થડ પાછળ લપાઈને તેમની વાતચીત સાંભળવા લાગ્યો.

"એ બાવો કુમારપાળ નહિ હોય ને બીજો હશે તો?" પેલા બે માણસો પૈકી એકે નવા આવેલા માણસને પૂછયું.

"બીજો નથી, તેની ખાત્રી કરી છે. છતાં તમે પણ પહેલાં

વાતચીત કરી ખાત્રી કરી બાદ કામ શરૂ કરજો." નવીન માણુસે સમજ પાડી.

"હા, સાધુ જેવા સાધુ ઉપર તે વગર એકદમ હલ્લો ન થાય !" પેલો માણુસ ફરી બોલ્યો.

"એવા સાધુઓનો હવે હિસાબ છે દુનિયામાં ! ભોગ એમના, બાવા શું કામ થાય છે ?" પેલો ત્રીજો માણુસ નફટાઈથી હસ્યો.

"પણ, બીજા કોઈને આ કામ નથી સોપાયું ! અમને જ પહેલ વહેલું સોપાય છે ?" બીજા માણુસે પ્રશ્ન કર્યો.

"એવું તો ન બને. ઘણાને એ કાર્ય સોંપાયું છે. જે વહેલો તે પહેલો થશે. વળી સાંભળો, માથા કરતાં જીવતા કુમારપાળનું મૂલ્ય મોટું છે તે યાદ રાખજો. મહામંત્રી એને રાજા આગળ જીવતો ખડો કરવા માગે છે." નવા માણસે કહ્યું.

"અહીંથી વીસ કોસ દૂર છે. દીશા અવળી છે, એટલે સવારે વહેલા નીકળીએ તો જ સાંજના પહોંચી જઈશું. ઘોડા પર ઝટ જવાય, પણ એથી ધજિયું થાય તે માટે પગપાળાજ જશું." પેલા માણુસે કાર્યક્રમ નક્કી કર્યો.

"ચાલ, તું પણ આજની રાત અમારી સાથેજ આ ધર્મ-શાળામાં પડયો રહે." થોડીવારે તેણે નવા માણુસને આગ્રહ કર્યો.

"ના, ના. મારે હજી મારવાડ ટપ્પામાં જઇને સજ્જન નાયકને મળીને અગત્યનો સંદેશ આપવાનો છે. હું તો જઈશ જ." સામે તૈયાર ઊભેલા અશ્વ તરફ તે અગ્રસર થયો. થોડીવારે અટકીને તે બોલ્યો: "ઉતાવળ કે ભૂલ કરી શિકાર છટકાવશો તો તમને મહા-

મંત્રી દંડશે તે યાદ રાખજો."

આ વાર્તાલાપ સાંભળી બંસીધર ચમકી ઊઠયો. તેણે રાતોરાત સરસ્વતીને આ વાત જણાવી અને પ્રભાતમાં પેલા બે કાવત્રાંબાજ માણસોનો ગુપ્ત રીતે પીછો પકડવાની અગત્ય તેને સમજાવી. બંસીધરની તબિયત ઠીક થઈ હતી, પણ તે આ લોકોનો પીછો પકડવા જેટલો સશક્ત ન હતો. આથી ચતુર અને સાહસિક સરસ્વતીએ તે કાર્ય માથે લીધું અને તે પેલા બે બુકાનીવાળાઓની પાછળ પાછળ જ અનેક મૂશ્કેલીઓ વેઠીને કુમારપાળ પાસે વખતસર આવી પહોંચી અને તેણે કુમારપાળનો જીવ બચાવ્યો.

આ વાત સરસ્વતીએ ધરણિધર તથા કુમારપાળને ટૂંકામાં કહી સંભળાવી. તે સાંભળી ધરણિધર પુલકિત બની બોલ્યો: "ધન્ય છે સરસ્વતી તમને! તું અને બંસી એકબીજાને યોગ્ય જ છો. મહારાજ માટેનો તમારો ભોગ અપ્રતિમ છે!"

"ધરણિધર, હું તમો જેવા અને સરસ્વતી તથા બંસીધર જેવા મિત્રો મેળવવા માટે ખરેખર ઇશ્વરનો આભાર માનું છું." કુમારપાળ ગળગળે સાદે બોલ્યો.

"બંસીધરને બહુ તાવ આવી ગયો બેન?" ધરણિધરે સ્નેહથી પૂછ્યું.

"હા, પણ હવે ઉતરી ગયો છે. વળી આજે ત્યાં જ આરામ લેશે એટલે પાછા તાજા થઇ જશે." સરસ્વતીએ કહ્યું.

"પોતે ઋગ્ણ હોવા છતાં મારા માટે બોસરીએ કેટલી લાગણી બતાવી છે! અને સરસ્વતી, તું તો વંદનાયોગ્ય દેવી જ છે." કુમાર-

પાળ ફરી બોલ્યો.

"મહારાજ, હવે બીજી વાતચીત પછી કરીશું. પહેલાં આપણે અહીંથી હાલને હાલ ભાગવાની જરૂર છે." ધરણિધરે સૂચના કરી.

"શા માટે હાલને હાલ! સરસ્વતીને જખમ થયા છે તે ભૂલી ન જશો." કુમારપાળ સરળ ભાવે બોલી ઊઠયો.

"હું તમને તથા સરસ્વતી બેઉને જખમો પર દવા લગાવી દઉં છું. પણ અહીંથી હાલ નહિ ભાગીએ તો પેલા નરાધમો વળી બીજી મદદ લઈ પાછા આવશે અગર કોઈ બીજા ગુપ્તચરોને આપણી પાછળ લાગુ કરી દેશે." ધરણિધરે સ્પષ્ટતાથી પરિસ્થિતિ સમજાવી.

"તે વાત ખરી છે, હું હવે ચાલી શકીશ ધરણિભાઈ!" સરસ્વતી બોલી.

"તો, આપણે ઝટ તૈયાર થઇ જઈએ. આ બાવાનો વેશ અને છત્રી હવે ભલે અહીં જ રહે. હું વાણિયો બની જઈશ." કુમારપાળે કહ્યું.

ધરણિધરે ઝટપટ દવા કાઢી સરસ્વતી તથા કુમારપાળના ઘા ઉપર તે લગાવી. સદ્‌ભાગ્યે બંનેના જખમ સામાન્ય હતા, એટલે ખાસ હરકત પડી નહિ. પછી ધરણિધર પોતે પોતાની પાઘડી તથા જામો બદલી નાંખીને વણિક જેવો બની ગયો. સરસ્વતીએ પણ તેનો અસલ સ્રીવેશ ખડિયામાંથી કાઢીને પહેરી લીધો અને કુમારપાળ પણ છત્રીમાં જઈ કપડાં બદલી આવી મારવાડી વણિક જેવો બની ગયો.

આવી રીતે ઝડપી વેશપલટો કરીને તેઓ રાતોરાત ત્યાંથી દૂરનાં ગામડાં તરફ ચાલી નીકળ્યાં. પગલું ન પકડાય તે માટે માર્ગમાં વારંવાર પોતાના ખડિયામાંથી પગરખાં કાઢીને ધરણિધર આપતો તે સૌ પહેરી લેતાં અને વારંવાર તે કહે ત્યારે બદલી દેતાં અગર અડવાણે

પગે ચાલતાં. આમ સાવચેતીપૂર્વક વિકટ માર્ગે ચાલતાં ચાલતાં તેઓ મળસ્કે એક ગામ આગળ આવી પહોંચ્યાં.

ત્યાં દાતણપાણીને બહાને જરા વિશ્રાંતિ લઇને છેવટે ત્રણે જણાં બંસીધર જ્યાં હતો તે ગામની દિશાને અનુલક્ષીને આગળ મુસાફરી કરવા લાગ્યાં. સુકુમાર સરસ્વતી આવા કષ્ટપ્રદ પ્રસંગે જે સહનશીલતા બતાવી રહી હતી, તે જોઇને કુમારપાળ મનમાં જ તેની તારીફ કરી રહ્યો હતો. બોસરીના સદ્‌ભાગ્યને માટે તે મનમાં છુપો આનંદ અનુભવી રહ્યો.

# પ્રકરણ ૧૮ મું

## ઓચિંતો હલ્લો

માર્ગમાં ધરણિધરે કુમારપાળને અવંતી તથા અણહિલપુરની પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો. મહારાજા સિદ્ધરાજ બીમાર હતા એ વાત જણાવી. પણ વિશેષમાં ઉમેર્યું કે, એમની માંદગી ગંભીર હોવા છતાં, અણહિલપુરની નજીકમાં જ છુપા રહી શકવું હાલ કુમારપાળ માટે અશક્ય હતું. લાટ અને અભ્રમતી પ્રદેશ ગુપ્તચરો ખૂંદી વળ્યા હતા અને અવંતીમાં પણ હવે ગુપ્ત આશ્રયસ્થાન રહ્યું ન હતું. આથી ધરણિધરે પ્રાણરક્ષા માટે થોડા વખત સારું કાશી ચાલ્યા જવા કુમારપાળને સલાહ આપી.

કૃષ્ણદેવની સલાહ તથા સૂચનાથી આ સલાહ ઉલટી હતી. છતાં ગઈ કાલે પોતાની છત્રી પર થયેલા મારાઓના હલ્લા પછી કુમારપાળ પણ ચોંકી ઉઠયો હતો. અણહિલપુર પાટણની નજીકમાંજ ગુપ્તતા

જાળવી સલામત રહેવું એ કેટલું બધું જોખમભર્યું હતું એ કુમારપાળને સમજાઇ ગયું હતું. છતાં મહારાજાની માંદગી જેવા કટોકટીના પ્રસંગે દૂર દેશાવર રહેવું એ પણ તેને ડહાપણભર્યું ન લાગ્યું. આથી તે મન સાથે જ બંને માર્ગોના લાભાલાભની તુલના કરી રહ્યો.

"સિદ્ધરાજદેવની માંદગી પ્રાણઘાતક નીવડે અને પાટણમાં રાજપલટો થાય એવો સંભવ છે. એવા કટોકટીના વખતે હું રાજ્ય બહાર દૂર દેશાવરમાં હોઉં, એ મારા લાભમાં નુકસાનકર્તા નથી?" કુમારપાળે પોતાની મૂંઝવણ ધરણિધર આગળ વ્યક્ત કરતાં પ્રશ્ન કર્યો.

"મહારાજ! એ કટોકટીની સાથે પ્રાણરક્ષા માટે પણ કટોકટી આવી ઉભી છે, એ ભૂલવા જેવું નથી. પ્રાણરક્ષા કર્યા પછી જ લાભાલાભ વિચારવાનો છે." ધરણિધરે ભારપૂર્વક કહ્યું.

"હું દૂર દેશાવર હોઉં અને વખતે જયસિંહદેવ મૃત્યુ પામે અને મંત્રીઓ કોઈ ભળતા જ દાવેદારને રાજ્યાસને બેસાડી તેની આણ ફેરવી દે તો પછી મારી આટઆટલાં કષ્ટ વેઠીને સેવેલી મહત્ત્વાકાંક્ષાનું શું થાય!" કુમારપાળ બોલ્યો.

"એ સંભવિત નથી. ભટ્ટરાજ કાક, કૃષ્ણદેવજી, ઉદયનમંત્રી વગેરે રાજસ્તંભો આપના મિત્રો છે. એટલે એકદમ મંત્રીઓ તમે ધારો છો એવું પગલું નહિ ભરી શકે. પાટણના દરબારમાં આપને માટે છુપી સહાનુભૂતિ છે, એટલે તે નિષ્ફળ નહિ જાય એમ હું માનુ છું."

"પણ ધારો કે એવું થયું તો પછી શું થાય?" કુમારપાળે ફરી શંકા કરી.

"તો પછી એ રીતે રાજ્યાસને ચઢી બેસનારની સામે આપના મિત્રોની સહાયથી જાહેર યુદ્ધ ખેલવું પડે. કૃષ્ણદેવ, ઉદયન, કાકભટ્ટ, આશુક મંત્રીઅને આપના પિતાના બીજા મિત્રો જરૂર

આપના પક્ષમાં ઉભા રહેશે. લોકલાગણી તો આપની તરફ ઢળેલી જ છે. એટલે થોડા પ્રયત્ને ગમે તે દાવેદારને આપ હરાવી રાજ્યાસન મેળવી શકો તેવા સંજોગો છે. મહત્ત્વની વાત માત્ર પ્રાણરક્ષાની છે. માટે અનેક રીતે પ્રાણરક્ષા કેમ થાય એ જ વિચારશીલ પુરુષે વિચારવું જોઈએ." ધરણિધરે કહ્યું.

"ધરણિધર, તમે ધારો છો તેટલે દરજ્જે વખત આવ્યે મારા મિત્રો મને સક્રિય મદદ આપશે ખરા ?" મારે માટે તેઓ રાજ્યાસનારૂઢ થયેલા રાજવી સામે હથિયાર ઉપાડે ખરા ? કુમારપાળ પૂછવા લાગ્યો.

"મહારાજ ! આપ એમને ભારે અન્યાય કરો છો. સિદ્ધરાજ મહારાજ જેવા વિચક્ષણ અને અગ્નિ જેવા દુઃસહ રાજાના કોપનું જોખમ વેઠીને પણ તે મિત્રો સતત આપની ખબર રાખે છે એ એમનો ઓછો સ્નેહ છે ? જો સંજોગો અનુકુળ હોત તો એ મિત્રો તો ખુદ પ્રતાપી સિદ્ધરાજદેવ સામે પણ આપની ખાતર યુદ્ધ જાહેર કરત. પણ પરિસ્થિતિનો વિચાર કરીને જ એ રાજ્યનીતિજ્ઞ પુરૂષો ચૂપ રહ્યા છે. એથી એમના માટે અન્યથા વિચાર આપને શોભતો નથી." ધરણિધરે સ્પષ્ટ સમજ પાડી.

"ધરણિધર, તમારું કહેવું છેક ખોટું નથી. મારા જેવા એક રખડતા રાજપૂત માટે, મહારાજાના રોષનો ભય છતાં તે મિત્રો કેટલી લાગણી ધરાવે છે તે હું સમજી શકું છું." થોડીવારે કુમારપાળ બોલ્યો.

"તો મહારાજ, મારું કહ્યું માની આજે જ હવે આપણે કાશી તરફ પ્રયાણ કરવા માંડીએ. માર્ગમાંથી બંસીધરને પણ સાથે લઈએ. કાશીવિશ્વનાથ ભગવાનની છાયામાં થોડા દહાડા ગાળી નાંખજો. તે દરમ્યાન અહીં બધું વાતાવરણ શાંત થઈ જશે." ધરણિધરે પોતાનો

પ્રસ્તાવ ફરી આગળ કર્યો.

"પણ કૃષ્ણદેવજીને ખબર તો આપવી જ પડશે." કુમારપાળ બોલ્યો.

"તેની હરકત નથી. ધાન્યધરાની સીમા પર પહોંચ્યા પછી હું મારા એક મિત્ર જોડે તેમને અણહિલપુર એ ખબર મોકલાવી દઈશ." ધરણિધરે કહ્યું.

આમ કુમારપાળે છેવટે ધરણિધરની સલાહ માન્ય કરી અને બંસીધર જે માર્ગમાં બીમાર થઈ રોકાઈ ગયો હતો તેને સાથે લઈને કાશી ચાલ્યા જવા નિર્ણય કર્યો. લલાટે ગુજરાતનું રાજ્યાસન લખ્યું હશે તો ક્યાંય નહિ જાય, એમ પણ કુમારપાળને લાગ્યું. આથી તે પ્રાણરક્ષા માટે ગુજરાત, મારવાડ વગેરે છોડીને કાશી જવા તૈયાર થઈ ગયો. અણહિલપુરની આજુબાજુ ઝાડવે ઝાડવે ગુપ્તચરો અને મારાઓ છુપાઈ ગયા હતા, એમ તેને લાગ્યું. એટલે એ સંજોગોમાં ધરણિધરની સલાહ યોગ્ય જ હતી એમ કુમારપાળે માન્યું.

વણિકવેશે નીકળેલાં ત્રણે જણ-ધરણિધર, કુમારપાળ અને સરસ્વતી ઝડપથી, બંસીધર જે ગામની ધર્મશાળામાં રહ્યો હતો તે ગામ તરફ ચાલી રહ્યાં હતાં. સરસ્વતી તો ખરેખર વજ્રનું ફૂલ હતી. તેણે આ ઝડપી અને શ્રમભર્યા પ્રવાસમાં કંટાળાનું ચિન્હ સરખુ પોતાના મોં પર જણાવા દીધું નહિ. તે સુકુમાર બાળા પણ ધરણિધર અને કુમારપાળના જેટલી જ હિંમત અને સહનશીલતા દાખવી તેમની સાથે માર્ગ કાપી રહી હતી.

પણ બપોર થતાં તાપ વધવા લાગ્યો, ઉન્હો વાયુ વાવા લાગ્યો અને મુસાફરોને અકળાવવા લાગ્યો. તો પણ ત્રણે જણ આગળ ને આગળ ચાલ્યાં જવા લાગ્યાં. પણ સરસ્વતી હવે તાપથી તપીને અકળાવા લાગી. તેનું સુકોમળ મુખ લાલચોળ બની ગયું અને તે આખે શરીરે

પ્રસ્વેદથી નાહી રહી. હવે તે ધીમે ધીમે માર્ગમાં પાછળ પડવા લાગી. ધરણિધર આ જોઈ શક્યો અને સરસ્વતી હવે સંપૂર્ણ થાકી છે એમ માનીને અનુકુળ જગો મળતાં તેણે વિશ્રાંતિ લેવા વિચાર કર્યો.

ત્રણે જણને ભૂખ પણ લાગી હતી. કોઈની પાસે ખાવાનું તૈયાર ન હતું. એટલે કોઈ ગામ આવે ત્યાં ક્ષુધાતૃપ્તિ માટે અને વિશ્રાંતિ માટે થોડુંક રોકાવા ધરણિધરે મનમાં નિર્ણય કર્યો.

"સરસ્વતી, હવે થાકી ગઈ ખરું ને?" ધરણિધરે સરસ્વતીને સ્મિતપૂર્વક પ્રશ્ન કર્યો.

"ના, પણ હવે તાપ થયો એટલે જરા તકલીફ પડે છે." સરસ્વતીએ જવાબ આપ્યો.

"હું પણ થાક્યો છું તો સરસ્વતી કેમ ન થાકે?" કુમારપાળે સરસ્વતીને ટેકો આપ્યો.

"હવે સામે આવે છે તે ગામમાં વિશ્રાંતિ લઈશું અને ત્યાં કાંઈક પકાવીને ખાઈ પણ લેવું પડશે. મારા ખડિયામાં પણ કાંઈ ખાવાનું નથી." ધરણિધરે પોતાનો વિચાર પ્રગટ કર્યો.

"આ તાપ પણ કારમો છે તો. ઉપર સૂર્યનો તાપ અને અંદર ભૂખનો તાપ. માણસ તે બિચારો શું કરે?" સરસ્વતી હસી અને ચાલતાં ચાલતાં છેડા વડે પોતાના મુખ ઉપરનો પ્રસ્વેદ લૂછવા લાગી. ધરણિધર તેની લાચારીને સમજી ગયો હતો એટલે તે તેના તરફ જોઈને માત્ર મંદ સ્મિત કરી રહ્યો.

થોડીવારે તેઓ એક ગામ પાસે આવી પહોંચ્યાં. ગામ પાસે એક નાનકડી નદી હતી. તે નદી કાંઠે જ એક મોટા ઝાડ તળે એક નિર્જન જગોએ ધરણિધરની મંડળીએ મુકામ કર્યો. પછી ધરણિધર

ગામમાંથી જોઈતી ચીજ–ભાવ તથા આટો વગેરે લઈ આવવા સારું ગામમાં ગયો. શ્રમથી શિથિલ બની ગયેલી સરસ્વતી ઝાડના થડ આગળ ' હાશ ! ' કરતી બેસી ગઈ.

કુમારપાળ પણ શ્રમિત થઈ ગયો હતો. તે પણ બેસ પાથરી જરા આડો થયો ઝાડના શીતળ પવનથી અને છાયાથી માતાની ગોદમાં પડયાં હોય તેવા ભાવે કુમારપાળ અને સરસ્વતી પડી રહ્યાં. પ્રકૃતિની ખરી મધુરતા, ખરો સ્નેહ અને આલ્હાદ તેના સુખદ અંકમાં લપાયા પછી જ મળી શકે છે. એની મીઠાશ અને સૌમ્યતાના ગ્રાહક બનીને એને દ્વારે જવાથી જ એ પ્રસન્ન થાય છે અને પોતાનો અખંડ કલ્યાણસ્રોત આપણે માટે વહેતો મૂકે છે. અરે, એનો સ્રોત તો નિરંતર વહ્યા કરે છે પણ આપણે પોતેજ તેનાથી બહુધા વિમુખ રહીએ છીએ એમ કહીએ તો ખોટું નથી.

આટલા દુઃખની, સંકટની વચ્ચે પણ કુમારપાળ અને સરસ્વતીને પ્રકૃતિમાતાના અંકમાં પોઢયા પછી, જરા નિદ્રાની લહર આવી ગઈ. માતા પ્રકૃતિ ક્લાન્ત બાળકોને નિદ્રા વડે જ બહુધા શાંત કરે છે. ઝાડ રૂપે છાયા ઢોળતી પ્રકૃતિમાતા આ બાળકોને ડાળીઓ વડે વાયુ પણ ઢોળી રહી હતી. આ સુખદ ઉપચારથી સરસ્વતી અને કુમારપાળ સ્થળ અને સમયને ભૂલીને નિદ્રામાં ઢળી પડયાં. જ્યારે ધરણિધર ગામમાંથી પાછો આવ્યો ત્યારે તેણે જ આ લોકોને જાગૃત કરી, આવી રીતે ગાફલ બની સૂઈ રહેવા બદલ ઠપકો આપ્યો. બંને જણ તે સાંભળી શરમિંદાં પડી ગયાં.

ધરણિધરે ઝટપટ નદીમાં ડૂબકી મારી લઈ, પાણી લાવીને આટો પલાળી બાટી બનાવવા માંડી. જુદા ભઠ્ઠા ઉપર એક લોટામાં મગની દાળ પણ ચઢવા મૂકી દીધી. કુમારપાળ તેની પાસે બેસી ધીમેથી રસોઈ સબંધી વાતો કરવા લાગ્યો. સરસ્વતી પણ હવે જાગૃત

થઈ હતી. તે એક બે વાર બોલી : "લાવો ધરણિભાઈ, હું રસોઈ બનાવી દઉં."

પણ ધરણિધરે તેને ના પાડીને કહ્યું : "આ ક્યાં સ્વાદિષ્ટ રસોઈ બનાવવાની છે? આ તો ગાડાના પૈડા જેવાં ચક્કર બનાવી અંગારા ઉપર સેકી લેવાનાં છે. તને તે ન આવડે. આ તો અમારું કામ કહેવાય." આ સાંભળી સરસ્વતી પણ ઝાડના થડને અઢેલીને ચૂપચૂપ બેસી ગઈ હતી.

થોડીવારે નદીની સામે પારથી કેટલાક ઘોડેસવારો તે તરફ આવી રહ્યા હતા, તે સરસ્વતીએ જોયું. તેણે ધરણિધરને તે બતાવ્યા અને ધરણિધર ચોંકી ઊઠ્યો. સવારો અણહિલપુરના સૈનિકો હોવાનું ધરણિધરે અનુમાન કર્યું. પણ હવે ત્યાંથી ભાગવામાં કે સંતાવામાં સલામતી નથી, એમ માની તે લોકોની કાંઈ જ પરવા ન હોય તેમ તેમના તરફ પૂંઠ કરીને ધરણિધર દેવતા ફૂંકતો બાટી સેકવા લાગી ગયો. સૈનિકો નદી ઊતરી આ કાંઠે આવ્યા અને દૂરથી ધરણિધરવાળી મંડળી તરફ બારીક નજરે તાકતા તે તરફ આવવા લાગ્યા. કુમારપાળ તથા સરસ્વતીનાં હૈયાં ભયથી ધબકી ઊઠ્યાં. પણ ચૂપ રહેવા ધરણિધરે ઈશારત કરી હતી એટલે તે છાનાંમાનાં બેસી રહ્યાં. ધરણિધર પણ અજાણપણાનો ઢોંગ કરી પોતાના કામમાં મશગૂલ બની અવળી પૂંઠે બેસી રહ્યો.

સૈનિકોએ નજીક આવી ઝડપથી ત્રણેને ઘેરી લીધાં. હવે મૌન સેવવું નકામુ હતું એમ માની ધરણિધરે બાટી સેકતાં સેકતાં જ સૈનિકોના આગેવાન જેવા જણાતા એક સવાર તરફ જોઈ નમ્રાતાથી આશ્ચર્યભરી ઢબે કહ્યું : "ઠાકોર! અમને નિર્દોષ વટેમાર્ગુને શા માટે ઘેરી લ્યો છો બાપુ!"

"તમે કોણ છો? ક્યાંથી આવ્યા અને ક્યાં જવાના છો?"

સૈનિકે પૂછ્યું.

"હું બ્રાહ્મણ છું અને મારી સાથે છે તે વણિક છે. અમે મારવાડ જવા નીકળ્યાં છીએ. સિદ્ધપુરથી આવીએ છીએ." પોતાની જનોઈ ખુલ્લા ખભે સ્પષ્ટ જણાતી હોવાથી ધરણિધરે પોતાના માટે બ્રાહ્મણત્વ કાયમ રાખ્યું.

"નાયક, આ તૂત છે. સત્વરે એમને પકડી લ્યો. પેલો વિશાળ લલાટવાળો પુરુષ આપણે જેને વનવન શોધીએ છીએ તે જ છે." એક સૈનિકે નાયકને કહ્યું.

"હું બ્રાહ્મણ છું પણ મારો વ્યવસાય સૈનિકનો છે. મારી સાથેનાં વણિક ભાઈબેનને હું ઈજા થવા નહિ દઉં. માટે નાહક ઝઘડો શા માટે કરો છો?" હવે ઊભો થતાં ધરણિધર બોલ્યો.

"જા જા, ઝઘડાવાળી!" પેલો સૈનિક ફરી બોલ્યો. ધરણિધરે નાયક તરફ નજર કરી. તે પણ રોષથી બોલ્યો: "ભૂદેવ, તમે વચમાં આવશો તો પ્રાણ ગૂમાવશો."

"એમ ! જયસિંહદેવ મહારાજના રાજમાં બ્રાહ્મણોનું પણ આવું અપમાન!" ધરણિધરે હવે તલવાર હાથમાં લીધી. કુમારપાળ તો દિઙ્ગમૂઢ બની બેસી જ રહ્યો હતો. શું કરવું તેની તેને કંઈ જ ગમ ન પડી. સરસ્વતી પણ હિંમત હારી ગઈ હતી. ઘોર હતાશાથી તે બેઉ ડઘાઈ ગયાં હતાં.

નાયકે ઈશારત કરી તે સાથે જ બે સૈનિકો ધરણિધર તરફ આગળ ધસી આવ્યા. સંખ્યાબળ આગળ ધરણિધર લાચાર હતો. થોડીજ વારમાં તેની તરવાર ઝૂંટવી લેવામાં આવી. તે પેલા સૈનિકોને એક બે મામૂલી જખમ કરી શક્યો એટલું જ થયું.

હવે કુમારપાળ તરફ જોઈ હસીને નાયક બોલ્યો: "શેઠ, તમે

અમારા કેદી છો."

"હું કોઈના કહેવાથી એમ કેદી બની જતો નથી." હવે બધી બાજી બગાડેલી જોઈને ખડગ ખેંચીને કુમારપાળ ઊભો થયો.

"એના હાથમાંથી ખડગ ખૂંચવી લ્યો!" નાયકે સૈનિકોને આજ્ઞા આપી.

એક સૈનિક કુમારપાળ તરફ આગળ ધસ્યો. પણ તે સૈનિકની નજીકમાં જ ઊભેલો એક કિશોર સવાર બોલી ઊઠ્યો: "સબૂર ઉમેદ, ઉતાવળ ન કરીશ."

નાયક રોષથી કિશોર સૈનિક તરફ તાકી રહ્યો. તે જોઈ કિશોર બોલ્યો: "નાયક! તમે શું કહો છો તેનું તમને ભાન નથી. તમે કેવું અવિચારી પગલું ભરી રહ્યા છો તેનો જરા વિચાર કરો."

કુમારપાળ તરફ આગળ વધેલો સવાર આ સાંભળી અચકાઈને ઊભો રહ્યો.

## પ્રકરણ ૧૯ મું

### લીલાવતીનો નિશ્ચય

કુમારપાળ આ વખતે પેલા કિશોર સૈનિક તરફ જોઈ રહ્યો હતો. તે એ જ સૈનિક હતો કે જેણે એને સ્તંભતીર્થમાં ઉદયન મંત્રીના નિવાસમાં સજ્જન નાયકના પંઝામાંથી બચવાની તક આપી હતી. આ ટુકડીનો નાયક પણ સજ્જન હતો આ સૈનિક પણ તેની સાથે જ હતો. કિશોર સૈનિકનો અવાજ સાંભળી એકાએક આજે કુમારપાળની સ્મૃતિ જાગૃત થઈ ગઈ. પોતાની મૂશીબત તે ભૂલી ગયો અને આનંદાવેશમાં પેલા કિશોર સૈનિક તરફ જોઈ બોલી ઊઠયો : "તમે ? લીલા...તું અહીં !"

પેલો કિશોર સૈનિક તેને નાકે આંગળી મૂકી ચૂપ રહેવા સૂચના કરી રહ્યો. એટલે ચમકિને મહાપ્રયાસે શમાવતો કુમારપાળ તેના તરફ નજર તાકીને શાંત ઊભો રહ્યો.લીલાવતી સજ્જનની સાથે શા માટે ફરે છે

અને તે પણ પુરુષવેશે તે કુમારપાળને સમજાયું નહિ. લીલાવતીએજ સ્તંભ-તીર્થમાં પોતાને ઉદયનમંત્રીના ઘરમાંથી પકડાતો બચાવ્યો હતો તે હવે કુમારપાળને સમજાઈ ગયું. આશ્ચર્યને હૃદયમાં દબાવી દઈને હવે શું બને છે તે જોવા કુમારપાળ ધડકતે હૈયે ઊભો હતો. સરસ્વતી પણ જડ મૂર્તિની પેઠે જ્યાં હતી ત્યાં જ સ્થિર ઊભી હતી.

"નાયક ! તમે એ ખડગધારીને ઓળખીને પકડો છો કે વગર ઓળખ્યે ?" રોષાકુળ નાયક તરફ જોઇને સૈનિક વેશધારી લીલાવતીએ ફરી પૂછ્યું.

"ઓળખીને, એ કુમારપાળ છે એમ માનીને જ પકડું છું. પણ તારે આ મહત્ત્વની પળે મારા કાર્યમાં શા માટે વચ્ચે પડવું પડે છે?" નાયક રોષ દબાવીને લીલાવતીને પૂછવા લાગ્યો. તેના મુખ ઉપર અણગમો સ્પષ્ટ તરવરી રહ્યો હતો.

લીલાવતીના અંતરમાં અત્યારે ભારે તોફાન જાગી ઊઠ્યું હતું. ચંદ્રેશ્વરમાં કુમારપાળની તે ભગિની બની હતી તે ઘટના તેને યાદ આવી. કેવા ઉચ્ચ ભાવથી, કેટલા નિર્મળ પ્રેમથી તે રાજભગિની બનવાના નિર્ણય ઉપર આવી હતી! કુમારપાળે તેને કેવા નિર્મળ સ્નેહથી બેન કહી બોલાવી હતી તે પણ તેને યાદ આવ્યું. પણ દુર્ભાગ્યે કુમારપાળને પકડવાની જ કામગીરી લઈ બેઠેલા સજ્જન નાયક સાથે તે પ્રેમમાં પડી. સજ્જન તેના હૃદયમાં વસી ગયો અને પરિણામે તે સજ્જનની પત્ની બની. લગ્ન પહેલાં તેણે સજ્જન પાસે એક આકરી શરત મૂકી હતી. તે એ હતી કે સજ્જન કદી એની માગણી નકારે નહિ. જે દિવસે એ શરત તૂટે તે દિવસે લીલાવતીનું લગ્નબંધન પણ રૂઢીની પરવા વગર તૂટી જાય એવી ગભીર એ શરત હતી. આ શરત લીલામાં મુગ્ધ બનેલા સજ્જને માન્ય રાખી હતી અને લીલાવતી આનંદપૂર્વક તેની પત્ની બની, તેના સાહસોમાં

સાથ પૂરવા તેની પડખે ને પડખે રહેતી હતી.

તેની પડખે રહેવામાં લીલાવતીનો આશય કુમારપાળને પ્રસંગ આવ્યે મદદરૂપ થઈ પડાય, એ પણ હતો. લીલાવતી સજ્જનને ગાઢ પ્રેમથી ચાહતી હતી. છતાં બેન તરીકે કુમારપાળ પર પણ તેટલા જ ભાવથી સ્નેહ રાખતી હતી. પણ કુમારપાળને પકડી લાવીને સિદ્ધરાજ મહારાજની કૃપા સંપાદન કરવાની પ્રવૃત્તિમાં મશગૂલ બનેલા પતિને તે અકળામણ રૂપ થઈ પડી. એક બે વાર તેણે સજ્જનને એ પ્રવૃત્તિ છોડી દેવા સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. વળી લીલાવતી પણ સમજી કે, સજ્જન આ પ્રવૃત્તિ છોડી દેશે તો તે બીજો કોઈ પણ માણસ ઉપાડી લેશે. માટે તેની પાસે દબાણ કરી આ પ્રવૃત્તિ છોડાવવાથી કંઈ વિશેષ અર્થ સરશે નહિ. તે કરતાં સજ્જન પોતે જ તે પ્રવૃત્તિ કરતો હશે તો પોતે કોઈ વખતે કુમારપાળને કોઈક રીતે સહાયભૂત થઈ શકશે એમ લીલાવતીએ માન્યું અને તેણે સજ્જનને ફરી એ બાબત આગ્રહ કર્યો નહિ.

પણ લીલાવતી એક સ્નેહાળ પત્ની હતી. પોતાના સાહસિક પતિના પ્રયાસો નિષ્ફળ થાય એ તેને ગમતું નહિ. છતાં ઉદયન-મંત્રીના મહેલમાં કટોકટીની પળે તે કુમારપાળનો દીન ચહેરો જોતાં જ પોતાના પતિની પ્રવૃત્તિને સહાયક થવાનું વિસરી ગઈ અને કુમારપાળને બચાવવા ક્ષણ વારમાં તત્પર બની ગઈ. અલબત, પાછળથી પતિ પ્રત્યેની આ બેઈમાની તેના કોમળ ઉરમાં કંટકની પેઠે ખૂંચવા લાગી હતી અને તેણે પતિને આ વાત કહીને માફી પણ માગી લીધી હતી. સ્નેહાળ પતિએ માત્ર પોતાના ભાગ્યનો જ દોષ કાઢી પત્નીને વધુ ઠપકો આપ્યો ન હતો. પણ તે દિવસથી તે લીલાવતીની કુમારપાળ પ્રત્યેની વલણ પોતાને માટે કેટલી પ્રતિકુળ હતી કે મનમાં સમજી ગયો હતો.

કુમારપાળની, પોતાને મન ભાવિ ગુર્જરેશ્વર માનેલા કુમારપાળની લાચાર દશા જોતાંજ અત્યારે પુનઃ લીલાવતીના હ્રદયમાંનો બંધુપ્રેમનો કોમળભાવ

જાગી ઉઠયો. થોડો વખત કુમારપાળ સુખરૂપ બચી જાય તો અલ્પ સમય બાદ સિદ્ધરાજ દેવના મૃત્યુ પછી તે ગુર્જરેશ્વર બને એવા સંકલ્પો પટ્ટણી પ્રજા અને સામંતો સેવી રહ્યા હતા તે લીલાવતી જાણતી હતી. આથી આજે આમ સસ્તામાં કુમારપાળ સપડાઈ ગયો હતો તે જોઈ લીલાવતીનું અંતર બળી જવા લાગ્યું. માજણ્યા ભાઈ ઉપર પતિ તરવાર ઉગામી રહ્યો હોય ત્યારે બેનના મનમાં પ્રગટ થાય એવો અણગમો લીલાવતી અત્યારે અનુભવી રહી હતી. પણ એક વાર તેણે સ્તંભતીર્થમાં પતિનો ગુન્હો કરેલો તે યાદ આવતાં આજે ફરીને તેવોજ ગુન્હો કરવા તે તુરત હિંમત કરી શકી નહિ. આથી તે ચૂપ ઊભી રહી હતી.

પણ કુમારપાળની—ભાવિ ગુર્જરેશ્વરની કટારી છીનવી લેવા જ્યારે તેના પતિએ આજ્ઞા કરી ત્યારે લીલાવતી ચૂપ ન રહી શકી. કુમારપાળ ગુર્જરેશ્વર થવાનો છે એ વિષે તેના મનમાં જરાય શંકા ન હતી. આથી પોતાના પતિના હાથે આવતીકાલના રાજવીનું—યુવરાજનું આવું અવિચારીપણે અપમાન ન થવા દેવા ખાતર તે એકદમ વચમાં પડી અને કુમારપાળની કટારી છીનવી લેવા જતા સૈનિક ઉમેદને તેણે ' સબૂર ' કહીને રોકી દીધો. પછી તે પોતાના પતિ જોડે દલીલ કરવા માંડી. અત્યાર સુધી પોતે મૂગી રહી તેથી કુમારપાળને અન્યાય થયો હોય એમ એના મનમાં હવે લાગવા માંડ્યું, અને તેથી તે પળવારમાંજ પતિને ગમે તે ભોગે વાળવા તત્પર બની ગઈ.

" જો ઓળખતા હો તો ભાવિ ગુર્જરેશ્વરને હથિયાર છોડવાની ફરજ ન પાડશો. એ આવશ્યક પણ નથી " લીલાવતીએ પતિને દઢતાથી જવાબ આપ્યો.

" એ હવે મારા તાબામાં કેદી થયા છે. કેદી પાસે હથિયાર ન રહેવા દેવાય. માટે તારે નિરર્થક વચ્ચે આવવાની જરૂર નથી. " પતિએ કહ્યું.

“ કેદ કરવાની આજ્ઞા મહામંત્રીએ તમને કરી હશે પણ હથિયાર છીનવી લેવાની તો નહિજ કરી હોય!” લીલાવતીએ ટકોર કરી.

” તો તુંજ આ ટુકડીની નાયક બની જા. તેં એક વાર મારા મહા-પ્રયાસને સ્તંભતીર્થમાં નિષ્ફળ કર્યો હતો અને હજી તને સંતોષ નથી, પણ હું હવે તારું માનવાનો નથી ” રોષથી સજ્જને લીલાવતીને કહ્યું.

“ એથી તો હું આ વખતે ચૂપ જ રહી હતી. પણ મને લાગે છે કે તમે હદથી પણ આગળ જાઓ છો. કુમારપાળ મહારાજને માનભેર નજર કેદ કરી અણહિલપુર લઈ જતાં તમને શું હરકત છે ” ? લીલાવતીએ પૂછ્યું.

“ એમ કરવા જતાં રસ્તે ભાગી જાય તો મારો પ્રયાસ નિષ્ફળ જાય, માટે હું તારી વાત ન સાંભળતાં આ વખતે મારી મરજી પ્રમાણે જ કરવાનો છું.”

“ તે હું નહિ થવા દઉં. તમારે હાથે અવિચારી કૃત્ય થતું ચૂપચૂપ નહિ જોઈ શકું.” લીલાવતી દૃઢતાથી બોલી ઉઠી.

સૈનિકો અને બીજા અજાણ્યા લોકોની સન્મુખ તેની પત્ની પોતાની સામે આમ બાકરી બાંધી રહી હતી તે સજ્જનને પસંદ ન હતું. તેમાંય તેના છેલ્લા શબ્દોથી સજ્જનનું સ્વમાન એકદમ ઘવાઈ ગયું. તે રોષથી બોલી ઉઠ્યો: “ લીલા ચૂપ થા. હું રાજાજ્ઞાનો અમલ કરું છું તેમાં આડે આવીશ તો હું તને પણ કાપી નાંખીશ. આ કંઈ બાળકના ખેલ નથી સમજી ? ”

“ ભલે, ગમે તે થાય. પણ ગુર્જરસામ્રાજ્યના ભાવિ ગાદી-વારસનું હથિયાર કોઈ મારી નજર આગળ નહિ ઝૂંટવી શકે. એ હાથનું હથિયાર અજેય છે અને અજેય રહેવું જોઈએ, તેના પ્રત્યે અવજ્ઞા એ રાજદ્રોહ છે; ખુદ ગુર્જર નૃપતિનું ભયંકર અપમાન છે.” રોષથી કંપતી લીલાવતી બોલી ઊઠી. તેનું મોં લાલચોળ બની ગયું

હતું અને આંખમાંથી તણખા ઝરી રહ્યા હતા.

"તું મારી પત્ની છે, એ ભૂલી ન જા લીલા!"

"તમે મારા પતિ છો. પણ આપણી શરત આટલા વહેલા વહેલા તમે ભૂલી ગયા એથી મને નવાઈ લાગે છે." લીલાવતી ત્રાંસી નજરે તેને તાકતી બોલી ઊઠી.

"રાજકાજની ચાકરીમાં આપણી શરત વચ્ચે ન લાવીશ. આ કામ જ એવું છે કે એમાં એવી શરતો વચ્ચે આવે તો તેમના ભૂક્કા ઊડી જાય."

"ભલે, હું તમને મારી શરતમાંથી છૂટા કરું છું. પણ હું તમારો સૈનિક નથી. મહારાજા કુમારપાળની સેવા માટે હું પ્રથમથી બંધાયેલી છું અને આજે એ માટે મારો પ્રાણ આપીશ." શાંત છતાં દૃઢ અવાજે લીલાવતી બોલી.

સજ્જન લીલાવતીની હઠથી પરિચિત હતો. તે તેનો નિશ્ચય જોઈ જરા ઠંડો પડયો અને બોલ્યો: "એમાં તારી શી કીર્તિ વધશે લીલા?"

"જરૂર વધશે. મહારાજા સિદ્ધરાજ જેવા પણ મારા મૃત્યુથી ગર્વ લેશે. તમને રાજસેવકોને યુવરાજના હાથનું શસ્ત્ર ઝૂંટવી લેઈ, સારા ગુજરાતનું અપમાન કરતા રોકતાં હું ધરાશાયી થઈશ તો આખો દેશ મને સંભાળશે." લીલાવતીએ જવાબ આપ્યો.

સજ્જન પળવાર વિચારમાં પડી ગયો. રાજકુમારની તરવાર કે ખડગ ઝૂંટવી લેવું એ રાજસત્તાનું અપમાન ગણાય એ રાજરીત હવે તેને પણ કંઈક ગળે ઊતરી. લીલાવતીની હઠ આગળ બીજો માર્ગ પણ ન હતો. એટલે તેણે ઉમેદને કહ્યું: "ઉમેદ, રહેવા દે, પછી

વિચાર કરીશું."

"ભૂદેવ !" સજ્જને નીચી નજરે અદબ વાળી ઊભેલા ધરણિધર તરફ ફરી કહ્યું : "તમે હવે ઝટપટ રસોઈ પતાવી તમારા યજમાનને જમાડી લ્યો. તમને બે ઘડીનો સમય તે માટે આપવામાં આવે છે."

આ પ્રમાણે કહીને સજ્જને પડાવ નાંખ્યો. ધરણિધર પણ ઝટપટ બાટી પકાવવાના કામમાં લાગી ગયો. સજ્જનના બે સૈનિકો ચોકી કરવા લાગ્યા અને બાકીના નદીમાંથી પાણી ભરી લાવી ભાથુ કાઢી ખાવા બેસી ગયા. કુમારપાળ પર ચકોર નજર રાખીને સજ્જન એક તરફ બેઠો હતો. તે મોં ચઢાવીને બેઠેલી લીલાવતીનો રોષ ઉતારવા તેની સાથે ધીમે ધીમે વાત કરી રહ્યો હતો.

થોડીવારે બાટી દાળ તૈયાર થતાં ધરણિધરે નાયકને જમવા બેસવા વિવેક કર્યો. પણ તેણે ના પાડી એટલે તેણે કુમારપાળ તથા સરસ્વતીને ખાવા માટે બેસાડયાં. બંન્નેની ભૂખ મરી ગઈ હતી છતાં અમને માન આપવા ખાતર તે ભાણા ઉપર બેઠાં.

## પ્રકરણ ૨૦ મું

### અણહિલપુરનો રાજદૂત

સજ્જનની પાસે બેઠેલી લીલાવતીનું ધ્યાન સજ્જનની વાતમાં બીલકુલ ન હતું. તે વારંવાર કુમારપાળ તરફ જોતી હતી. તેના અંતરમાં તેને માટે દયાનો સ્રોત ઉભરાઈ રહ્યો હતો. પોતે કેટલી બધી લાચાર થઈ તેની આ દશા જોઈ રહી હતી, એ ખ્યાલથી તેનું અંતર બળી રહ્યું હતું. ખરેખર, તેના મનની સ્થિતિ અત્યારે 'સૂડી વચ્ચે સોપારી જેવી' બની ગઈ હતી. કયે માર્ગે જવું તે તેને સ્પષ્ટ સૂજતું ન હતું. પ્રથમ તો તે લાગણીવશ બની કુમારપાળ માટે પ્રાણ આપવા તૈયાર થઈ ગઈ હતી. પણ સજ્જને તે વાતમાં નમતું મૂકયા પછી તેનો તે જુસ્સો નરમ પડયો અને હવે કુમારપાળને બચાવવા શું કરવું, તેનો તે મનમાં વિચાર કરવા લાગી.

પોતે સજ્જન નાયકની પત્ની બની હતી એ વાત હવે કુમારપાળ સમક્ષ પ્રગટ થઈ હતી, એટલે એ પોતાને માટે શું ધારશે એ

ખ્યાલ પણ લીલાવતીના મનમાં આવી ગયો. તે જાણે કુમારપાળની ગુન્હેગાર હોય, જાણે તેની અવમાનના કરી ચૂકી હોય અને તેનાથી સંકોચાતી હોય તેવા ભાવથી તેને છેટેથી તાકતી શૂન્ય બનીને બેસી રહી. તેની સાથે વાતચીત કરવાની હિંમત તેનામાં ન પ્રગટી. પોતે સજ્જનસિંહની પત્ની હતી અને સજ્જનસિંહે તેને પકડયો હતો. પછી તે શું મોઢું લઈને એની સાથે વાત કરવા જાય, એ ખ્યાલથી છાનીમાની જળતા જીગરે તે બેસી રહી.

કુમારપાળ પણ લીલાવતીની પોતાને માટેની લાગણી સમજી ગયો હતો. છતાં તે સજ્જનની પત્ની તરીકે વધુ કંઈ ન કરી શકે, એમ તે મનમાં સમજ્યો હતો. આથી તેણે પણ તે પ્રસંગે લીલાવતી જોડે વાતચીત કરવી ઉચિત માની નહિ. એના પતિને પણ કદાચ પોતાનો લીલા સાથે વાતચીત કરવાનો પ્રયાસ ન રૂચે, એ પણ કુમારપાળ સમજતો હતો, આથી તે ચૂપ રહ્યો.

પ્રથમ તૈયાર કરી રાખેલા ઝાડના પાનના પતરાળામાં તથા દડિયામાં ધરણિધરે બાટીને દાળ પીરસી કુમારપાળ તથા સરસ્વતીને ખાવા બેસાડયાં હતાં. પણ યમના દૂત જેવા સૈનિકો છાતી ઉપર બેઠા હતા ત્યાં ખાવાનો રસ ક્યાંથી રહે? સરસ્વતી તથા કુમારપાળને બંનેને પ્રથમ તો સખ્ત ભૂખ લાગી હતી. પણ સવારોના આગમન પછી તેમની ભૂખ, તરસ નિદ્રા બધું જ ઊડી ગયું હતું. તેમના જીવ તાળવે બંધાઈ ગયા હતા, છતાં અન્નદેવતાને માન આપવા માટે અને થોડો વધુ સમય ત્યાં જ એ નિમિત્તે ગાળી નાંખવા માટે તેઓ ખાવા બેઠાં હતાં.

ધરણિધર પણ હવે નાસીપાસ બની ગયો હતો. છતાં ખાવા-પીવાને બહાને બને તેટલો વિલંબ કરવાનો તેનો ઈરાદો હતો. અણી-ચૂક્યો સો વરસ જીવે એ ન્યાયે થોડો વખત વિલંબ કરતાં કોઈ માર્ગ

જડી આવે અગર કોઈ મિત્રપક્ષ આવી પહોંચે તો કટોકટી પલટાઈ જાય એમ તે માનતો હતો. લાખ લાખ નિરાશાઓમાં પણ માનવી આશાના તંતુને વળગી રહે છે. ધરણિધર પણ આવાજ તંતુને વળગી રહ્યો હતો. આથી દૂર બેઠેલા નાયકે તેને પણ ઝટપટ ખાઈને તૈયાર થવા સૂચના કરી એટલે તે બોલ્યો : " ઠાકોર, હું બ્રાહ્મણ છું, એટલે આ લોકોને પીરસી રહ્યા બાદ ખાવા બેસીશ. ખાવાનું અને પીરસવાનું એકી સાથે અમો બ્રાહ્મણ ન કરી શકીએ. એથી અમારો ધર્મ ભ્રષ્ટ થાય."

" કલિજુગમાં બધા ધર્મવાળા કેવા છો તે મને ઠીક ખબર છે." નાયક હસ્યો. ધરણિધરે તે તરફ લક્ષ આપ્યા વગર સરસ્વતી તથા કુમારપાળ તરફ નજર કરીને દાળ રોટી ઊંચો જીવ રાખ્યા વગર ધરાઈને ખાવા તેમને સૂચના કરી. એમાં ધીમે ધીમે ખાવાનું ગર્ભિત સૂચન હતું તે સરસ્વતી અને કુમારપાળ સમજી ગયાં હતાં. તેમને પણ સૈનિકો સાથે અણુહીલપુર જવાની કાંઈ ઉતાવળ તો ન જ હતી. એટલે તેઓ મને કમને રોટીના ટુકડા ભાંગીને દાળમાં બોળી બોળી ગળે ઉતારવા પ્રયાસ કરી રહ્યાં.

કુમારપાળે મહાપ્રયાસે રોટીના એક બે ટુકડા પાણીના ઘૂંટડા સાથે ગળે ઉતાર્યા તેટલી જ વારમાં અણુહિલપુરના માર્ગેથી એક ઘોડેસવાર પૂર ઝડપમાં તે તરફ આવતો જણાયો. ધરણિધર અને કુમારપાળ તેના તરફ તાકી રહ્યા. સજ્જનની નજર પણ તે તરફ વળી. નજીક આવતાં જણાયું કે તે સવાર રાજદૂત હતો.

" સજ્જનસિંહજી ! હું અણુહિલપુરથી આપને માટે મહામંત્રીનો પત્ર લાવ્યો છું. મારે મારવાડ સુધી આપની શોધમાં જવું પડત પણ ઠીક થયું કે આપ અહિં જ મળી ગયા. " સવારે નજીક આવી અશ્વ પરથી ઉતરતાં કહ્યું.

"મહામંત્રી દાદાકનો પત્ર ? ક્યાં છે લાવો !" સજ્જન નાયકે કહ્યું.

"બહુ અગત્યનો પત્ર છે." એમ કહી પત્ર કાઢી સવારે સજ્જનને આપ્યો.

તે રૂક્કો વાંચીને સજ્જન નાયક ઠરી ગયો. પળવાર તે જમીન તરફ તાકી રહ્યો. પછી તેણે જીજ્ઞાસાપૂર્વક પાસે ઉભેલી લીલાના હાથમાં તે પત્ર મૂકયો અને બોલ્યો : "લીલા, અણહિલપુર પાટણમાં મહા ઉથલપાથલ થઈ ગઈ છે. લે વાંચ આ મહામંત્રીનું ફરમાન ! "

લીલાએ તે પત્ર વાંચ્યો. તેના મોં ઉપર સંતોષ અને આનંદ છવાયો હોય એમ જણાયું. કુમારપાળ, ધરણિધર અને સૈનિકો સૌ તેના તરફ જોઈ રહ્યા હતા અને પત્ર વિષે અનેક અટકળો મનમાં કરી રહ્યા હતા. શું ઉથલપાથલ થઇ ગઈ હશે તે પ્રશ્ન સૌને વિચાર-મગ્ન બનાવી રહ્યો.

મહામંત્રીના એ પત્રમાં મહારાજાધિરાજ જયસિંહદેવ દેવ થયાના સમાચાર હતા. મહામંત્રીએ સજ્જનસિંહને આજ્ઞા કરી હતી કે કુમારપાળ જડે તો તેને કેદી તરીકે નહિ પણ રાજકુમાર તરીકે માન-ભેર પાટણ લઈ આવવો. તેના દેહને કાંઈ પણ ઈજા કરવી નહિ અને બીજા કોઈ રાજદૂતો પ્રથમની આજ્ઞાથી પ્રેરાઈને તે પ્રમાણે કરવા પ્રયાસ કરે તો તેમને આ આજ્ઞાપત્ર બતાવી તેમ કરતાં રોકવાની પણ તેમાં સૂચના હતી.

કુમારપાળ પત્રાળીમાંથી ઉપાડેલો રોટીનો ટુકડો હાથમાં જ રહેવા દઈને આતુર નયને મહામંત્રીનો પત્ર વાંચતો લીલા તરફ તાકી રહ્યો હતો. લીલાના મુખ ઉપરના ભાવો બદલાતા જોઈને તેને જીવન માટે કંઈક આશા પ્રગટી. શું હશે તે જાણવાની જીજ્ઞાસાથી તે લીલા તરફ તાકી જ રહ્યો હતો. લીલાએ પત્ર સજ્જનને પાછો આપતાં તેના તરફ ગર્વભરી નજરે જોઈને કહ્યું : "ઠાકોર, આખરે

મેં તમને એક ભયંકર મૂલમાંથી બચાવી લીધા છે તે હવે સાબીત થઈ ગયું."

" કુમારપાળ મહારાજ ઉપર પણ મને એક રૂક્કો પહોંચાડવા સારૂં મહામંત્રીએ આપેલો છે. પણ તેઓ હવે ક્યાં મળશે?" રાજદૂત નાયક તથા લીલાવતી ભણી જોઈ પૂછવા લાગ્યો.

કુમારપાળ અને ધરણિધરનાં ઉર આશાથી ધબકી ઉઠયાં, પણ એકદમ ઉતાવળ કરવી ઉચિત નથી એમ માની પળવાર બંને જણા ચૂપ બની જોઈ રહ્યા. સજ્જને સવારને પૂછ્યું: " એ પત્ર પણ મહામંત્રીએજ આપ્યો છે? એમના ખ્યાલમાં એ વાત તો હતી જ કે હું કુમારપાળ મહારાજને એક બે દિવસમાં પકડી શકીશ."

" હા, પણ કુમારપાળ મહારાજ જ્યાં હોય ત્યાં આ પત્ર પહોંચાડવાની મને આજ્ઞા છે. મારે હવે ક્યાં શોધ કરવી વારૂં?" સવાર મૂઝવણથી બોલી ઉઠયો.

" આ સામે જમવા બેઠા તે કોણ છે? કુમારપાળ મહારાજને કોઈ દહાડો નજરે જોયા છે કે નહિ?" લીલાએ સવારની નજર કુમારપાળ તરફ દોરી.

સવારે પત્રાળી ઉપર બેઠેલા કુમારપાળ તરફ ધ્યાનથી જોયું. તે વિશાળ લલાટ, ભવ્ય મસ્તક અને મુખમુદ્રા જોતાંજ સવાર ચોંકી ઉઠયો. તે બે ડગલાં આગળ વધી કુમારપાળને ઝૂકીને નમન કરીને બોલ્યો: " મહારાજ! મેં આપને હવે જ ઓળખ્યા. આ આપનો પત્ર!"

કુમારપાળે ઝટપટ હાથ ધોઈને પત્ર લીધો. તે પત્ર વાંચતાં જ તે પ્રફુલ્લ બની ગયો. એની દીનતા, લાચારી બધું અદૃશ્ય થઈ ગયું. તેના મોં ઉપર ઉત્સાહ અને પ્રતાપ એકાએક પ્રગટી ઉઠયાં. સહુ હવે

તેનાજ તરફ જોઈ રહ્યાં હતા. તેણે પત્ર વાંચીને તુરત ધરણિશ્વરને આપ્યો. ધરણિશ્વર પણ તે પત્ર વાંચતાં જ આનંદ પામ્યો. તેણે જીજ્ઞાસાથી તાકી રહેલી સરસ્વતીને સંબોધીને કહ્યું:

"સરસ્વતી, કુમારપાળ મહારાજનો દેશવટો આજે પૂરો થયો છે. સિદ્ધરાજ મહારાજ દેવ થયા છે અને કુમારપાળ મહારાજને અણહિલપુર પધારવા મહામંત્રીએ આ પત્રથી પ્રાર્થના કરી છે."

આ સાંભળી સરસ્વતી અને સૈનિકો ચમકી ઉઠયા. ઘડી પહેલાં દીન દેખાતા, કેદી ગણાતા કુમારપાળને તે સૌ હવે માનની નજરે જોઈ રહ્યાં. કુમારપાળ ઉપરનો પત્ર કૃષ્ણદેવે લખેલો હતો અને તેની નીચે પોતે તે પત્ર લખાવ્યો છે એમ નોંધ કરી મહામંત્રીએ પોતાના હસ્તાક્ષર તથા રાજચિન્હ કરેલું હતું. એ પત્રમાં કૃષ્ણદેવે હવે કુમારપાળને નિર્ભયપણે અણહિલપુર આવવા ખબર આપી હતી. રાજગાદી ઉપર હાલ તુરત માટે મહારાજ જયસિંહદેવની રાજપાદુકા પધરાવી હતી એવા સૂચક સમાચાર પણ એમાં સંક્ષેપથી લખેલા હતા.

"બેન લીલાવતી! એ પત્ર વાંચી જો" કુમારપાળે ગંભીર સ્નેહભર્યા સ્વરે પોતાનો પત્ર લીલાવતી તરફ ધર્યો.

લીલાવતીએ પ્રફુલ્લ વદને આગળ વધી પત્ર લીધો અને તે વાંચીને સજ્જન નાયકના હાથમાં આપ્યો. સજ્જન તે પત્ર વાંચી પળવાર દિઙ્મૂઢ બની ગયો. તેણે સંકોચ અને શરમથી મહામહેનતે લીલાવતી તરફ જોયું. ગર્વભરી લીલાવતીની દ્દષ્ટિ તેને મૂક ઉપાલંભ આપતી વીંધી રહી હતી. પણ બીજી જ પળે તે સ્વસ્થ થઈ કુમારપાળ તરફ આગળ વધ્યો.

"મહારાજ!" તેણે કુમારપાળના પગમાં માથું મૂકતાં કહ્યું: "મને ક્ષમા કરો. મેં આપને બહુજ હેરાન કર્યા છે."

"નાયક, તારી વીરતાથી, રાજ્ય પ્રત્યેની વફાદારીથી અને કર્તવ્ય માટેની ધગશથી હું પ્રસન્ન છું. તેં તારી ફરજ બજાવતાં જે કંઈ કર્યું છે તેથી મને કંઈ માઠું લાગ્યું નથી." કુમારપાળે નાયકને પ્રેમપૂર્વક ઉભો કર્યો.

"મહારાજ! આ કેટલી બધી ઉદારતા!" લીલાની આંખમાંથી આંસુ ટપકી પડયાં.

"લીલા, બેન! તેં મારે માટે કેટલું બધું કર્યું છે તે શું હું નથી જાણતો? પણ આ સમય અને સ્થળ તે વાતો માટે નથી. સજ્જનનાયક! હું તમારા પર સદાય પ્રસન્ન છું." કુમારપાળે આભાર અને સંતોષના મિશ્રભાવથી કહ્યું.

## પ્રકરણ ૨૧ મું

### અણુહિલપુર તરફ

થોડીજ પળોમાં એ નાનકડી નદી કાંઠે બધું વાતાવરણ બદલાઈ ગયું. ઘડી પહેલાંનો રાજકેદી કુમારપાળ હવે રાજકુમાર બની ગયો. તેને પકડવા આવનારા રાજસેવકો હવે તેને ઝૂકીઝૂકીને નમન કરવા લાગ્યા, અને તેની આજ્ઞા ઉઠાવવા તત્પર બની ગયા. સજ્જન નાયક, લીલાવતી અને સૈનિકો માનભેર કુમારપાળ પાસે આવ્યાં અને તેની ઈચ્છા મુજબ આગળ ચાલવા તત્પર થઈ ઊભાં.

"મહારાજ! હવે અણુહિલપુર પહોંચવામાં વિલંબ કરવાની જરૂર નથી." અન્નદેવને નમસ્કાર કરી હાથ ધોઈ કપડાં પહેરતાં પહેરતાં ધરણિધર બોલ્યો. આનંદજનક સમાચારથી હવે તેને ખાવાની રુચિ રહી ન હતી. હર્ષ અને દિલગીરી બંને માણસની ભૂખને એક સરખી રીતે નષ્ટ કરે છે.

"હા, હું તૈયાર જ છું. પણ આપણે માર્ગમાંથી રુગ્ણ બંસીધરને સાથે લઈને જ જઈશું." કુમારપાળે બંસરીને યાદ કર્યો. હર્ષના અતિરેકમાં તે બંસરીને ભૂલ્યો ન હતો તે જોઇ સરસ્વતી અને ધરણિધર તેની મનમાં જ પ્રસંશા કરવા લાગ્યાં.

સજ્જન નાયક બોલ્યો : "આપ આજ્ઞા કરો તે માર્ગે આપણે બધા સાથે સાથે અણુહિલપુર જઈશું. આપ મારા અશ્વ ઉપર સવાર થઈ જાઓ, હું બીજા અશ્વ ઉપર બેસીશ."

સજ્જને કુમારપાળને માનભેર પોતાના અશ્વ ઉપર બેસાડયો. તે જોઈ લીલાવતી સરસ્વતી તરફ જોઈ સ્મિત કરી બોલી : "મહારાજની બેનને હું મારો અશ્વ સોંપું છું. ચાલ બેન, આ અશ્વ પર સવાર થઈ જા, એ અશ્વ વણિકકન્યાને સંભાળથી ઉપાડી માર્ગ કાપશે."

"લીલાવતી, એ છે તો બ્રાહ્મણકન્યા. પણ તારા જેવી સાહસિક બાળા છે. અશ્વખેલનમાં નિપુણ છે." કુમારપાળે સરસ્વતીનો ટૂંક પરિચય આપ્યો.

"મહારાજ કાચીપોચી છોકરીને બેન કહી બોલાવતા નથી એ હું જાણું છું તો! ચાલ બેન સવાર થઈ જા!" લીલાવતીએ અશ્વ સરસ્વતી તરફ દોર્યો.

સરસ્વતી શરમથી રાતાચોળ બનેલા મુખે ગૂપચૂપ સવાર થઈ ગઈ. સૌ તેની તરફ પ્રસંશાના ભાવથી જોઈ રહ્યાં હતાં. "સરસ રાંગ વાળે છે બેન હો!" લીલાવતી તેના તરફ જોઈ હસી રહી.

પછી ધરણિધરને પણ એક સૈનિકનો અશ્વ સોંપ્યો અને બીજા બે સનિકોના અશ્વો ઉપર લીલાવતી અને સજ્જન સવાર થઈ ગયાં.

અશ્વવિહીન ત્રણે સૈનિકોને નજીકના ગામમાંથી અશ્વો મેળવી અણહિલ-પુર આવી પહોંચવા સજ્જનને આજ્ઞા કરી. સૈનિકો તે પ્રમાણે અમલ કરવા ચાલતા થયા.

કુમારપાળની ઇચ્છાથી સજ્જન વગેરે બધી મંડળી સીધી અણ-હિલપુર ન જતાં જે ગામમાં બંસીધર રહેલો હતો તે ગામ ભણી ચાલી. બંસીધર કુમારપાળને સુખરૂપ જોઈ આનંદ પામ્યો. પણ જ્યારે તેણે સિદ્ધરાજના મૃત્યુના સમાચાર સાંભળ્યા અને કુમારપાળ મહા-મંત્રીના તેડાવ્યાથી અણહિલપુર જાય છે એ જાણ્યું ત્યારે તેના આનંદની સીમા ન રહી. પણ પછી થોડીવારે આનંદનો ઉભરો શમતાં બંસીધર શાસ્ત્ર અને રૂઢીનો વિચાર કરી કુમારપાળ પ્રત્યે બોલ્યો: "મહારાજ! અણહિલપુર જતાં પહેલાં આપે રૂઢી મુજબ સ્વર્ગસ્થ મહારાજાના માનમાં શોકનું ચિન્હ ધારણ કરવું જોઈએ."

"વાહ, આ વેદિયાને અત્યારે આ વાત ઠીક યાદ આવી!" ધરણિધર હસ્યો અને પછી બોલ્યો: "મહારાજ! તેની વાત સાચી છે. રાજરીત પ્રમાણે આપે રૂઢી ખાતર શોકદર્શક ચિન્હ ધારણ કરવું જોઈએ."

"ધરણિધર, મારા ઉપરની આફતનો આજે અંત આવ્યો છે એથી હું આનંદિત થાઉં છું. પણ સિદ્ધરાજદેવ જેવા મહાપ્રતાપી મહારાજાના સ્વર્ગવાસથી મારા અંતરમાં સાથે સાથે દુઃખ પણ થાય છે જ. એમની ખોટ પૂરનાર હવે ગુજરાતમાં કોઈ જ નથી, એ હકી-કત પણ મને વારંવાર શોચ કરાવે છે." કુમારપાળે લાગણીભર્યા ગંભીરસ્વરે ધરણિધરને કહ્યું.

"મહારાજ, આપનું કથન યથાર્થ છે." ધરણિધર બોલ્યો. "સિદ્ધરાજ મહારાજ ભારતના રાજવંશોનું અણમોલ રત્ન હતા."

"તો મારે શોકદર્શક પોશાક પહેરવો જોઈએ ખરું?" રાજકુમારે પૂછ્યું.

"ના, તે તો બધું અણુહિલપુર ગયા પછી થઈ પડશે." રાજ-રીતથી પરિચિત ધરણિધરે જવાબ દીધો અને ઉમેર્યું : "માત્ર આચાર પૂરતું શોકચિન્હ હાલ રાખવું જોઈએ."

રાજગાદીએ બેસનાર યુવરાજ પિતાના મૃત્યુનો સંપૂર્ણ શોક નથી પાળી શકતો. કારણ તુરતમાં જ તેનો રાજ્યાભિષેક થાય છે એટલે તેના સર્વાંગ પર શોકદર્શક વસ્ત્રો કે ચિન્હો એ માંગલિક પ્રસંગે અનુચિત ગણાય છે. આ વાત ધરણિધર જાણતો હતો. એટલે ગાદી-પતિ થવાની આકાંક્ષાવાળો કુમારપાળ અહીંથી જ સંપૂર્ણ શોકદર્શક પોશાક પહેરીને અણુહિલપુરમાં દાખલ થાય એ તેને ઠીક ન લાગ્યું. દેશવટેથી આવતા રાજકુમાર પાસે પ્રજા રૂઢી પ્રમાણેની એટલી સંપૂર્ણ તૈયારીની આશા રાખે તો તે પણ વધુ પડતી ગણાય એમ ધરણિધર માનતો હતો. આથી તેણે કુમારપાળને ઉપર પ્રમાણે સલાહ આપી. બંસીધર પાસે એક કાળા વસ્ત્રનો ટૂકડો હતો તે તેણે ધરણિધરને બતાવ્યો. તે જોઈ ધરણિધરે કહ્યું : "એજ ઠીક છે." પછી તેણે તે કાળા વસ્ત્રની એક ચીંદડી ફાડીને તે કુમારપાળના કાંડે બાંધી દીધી. બીજી તેવી જ ચીંદડીઓ દરેક સવારને આપી પોતપોતાના ભાલાને બાંધી દેવા સૂચના કરી.

આ પ્રમાણે શોકચિન્હ ધારણ કરીને બંસીધરને સાથે લઈને સૌ અણુહિલપુર તરફ ચાલવા લાગ્યા. સજ્જન નાયકે બે સવારોને પ્રથમથી કુમારપાળ મહારાજાના આગમનના સમાચાર મહામંત્રીને તથા કૃષ્ણદેવને આપવા અણુહિલપુર રવાના કરી દીધા હતા. પછી ચાલતાં ચાલતાં સજ્જન નાયકે પેલો રાજદૂત જે તેમની સાથે જ હતો તેને પૂછ્યું : "તમને મારો પત્તો મહામંત્રીએ આપ્યો હતો?"

"હા, માળવા અને ગુજરાતની સરહદ ઉપર આપની મુલાકાત થઈ જશે, એમ મહામંત્રીનું કહેવું થયું હતું." રાજદૂતે જવાબ આપ્યો.

"હું ત્યાં ન મળ્યો હોત તો?" સજ્જને પૂછ્યું.

"પણ મારા જેવા દશ બાર જણને આજ કામ માટે પત્રો સાથે મહામંત્રીએ જુદી જુદી તરફ મોકલ્યા છે, એટલે કોઈ ને કોઈ સ્થળે આપને હું નહિ તો બીજો દૂત પણ મળી જાત."

"અને કુમારપાળ મહારાજને ક્યાં મળવાની આશા રાખી હતી તમે?" લીલાવતીએ રાજદૂતને પૂછ્યું.

"તમારી સાથે જ એ મળશે એવી મહામંત્રીની સૂચના હતી. પણ જો તે પ્રમાણે ન મળે તો પછી આજુબાજુનાં ગામોમાં છત્રીવાળા ખાખી બાવાઓનો તપાસ કરવા આજ્ઞા થઈ હતી. પણ દૈવયોગે વખતસરજ આપણે સૌ ભેગાં થઈગયાં." રાજદૂતે આનંદ પ્રદર્શિત કર્યો.

દૂરથી અણહિલપુર પાટણ દેખાતાં કુમારપાળ આનંદ અને ગ્લાનિ બંને સાથે અનુભવી રહ્યો. પોતે સુખરૂપ પુનઃ અણહિલપુર જોઈ શક્યો તેથી તેને આનંદ થયો. પણ પિતાનું મૃત્યુ તથા પોતાની ઉપર પડેલી ભયંકર આફતોનું સ્મરણ થતાં તેના મનમાં એક જાતનો નિર્વેદ પ્રસરી ગયો.

સહસ્ત્રલિંગ તળાવને કાંઠે પાંચ ઘોડેસવારો સાથે કશા પણ ખાસ દબદબા વગર, કૃષ્ણદેવ દેશવટેથી ઘણે દહાડે પાછા વળતા પોતાના સાળાને તેડવા આવ્યો હતો. તેને જોતાં જ કુમારપાળ અશ્વ ઉપરથી નીચે ઉતરી પડ્યો અને સાળો બનેવી એક બીજાને સજળ નયને ભેટી પડ્યા.

સાથેની મંડળી ભીની આંખે આ દૃશ્ય નીરખી રહી.

# પ્રકરણ ૨૨ મું

## ગુર્જરેશ્વર

પ્રતાપી સિદ્ધરાજદેવના સ્વર્ગવાસથી પટ્ટણી પ્રજા શોકમાં ડૂબી ગઈ હતી. અણહિલપુર નગર જાણે નિસ્તેજ બની ગયું હતું. સ્વર્ગસ્થ મહારાજાના સદ્ગુણો યાદ કરી કરીને પ્રજાજનો અશ્રુ વહાવી રહ્યાં હતાં. દૂરદૂરના પ્રાંતોની પ્રજા પણ એ મહાન રાજવીના મૃત્યુથી દુઃખ અનુભવી રહી. આખા ગુર્જર સામ્રાજ્ય ઉપર આ સમાચારથી શોક અને ગ્લાનિ પ્રસરી રહ્યાં. ઠેકઠેકાણે લોકો પોતાનું કામકાજ બંધ કરી માંડી મહારાજાના આત્માના કલ્યાણાર્થે પોતપોતાનાં ધર્મસ્થળોમાં ઈશ્વરપ્રાર્થના કરી રહ્યા હતા.

પણ હવે રાજગાદી પર કોણ આવશે એ પ્રશ્ન પ્રજાના અંતરમાં ઊઠતો હતો. સિદ્ધરાજ જયસિંહનું પ્રતાપી સિંહાસન હવે કોણ સાચવશે એ જાણવા પ્રજા આતુર હતી. સીધા વારસના અભાવે મંત્રીઓએ એકમત થઈને જયસિંહદેવની રાજપાદુકાઓ સિંહાસને

પધરાવી તાત્કાલિક એ પ્રશ્નનો નિકાલ કર્યો હતો. પણ રાજગાદીની સ્થાયી વ્યવસ્થા ન થાય ત્યાં સુધી પ્રજાને કે મંત્રીઓને કોઈ રીતે નિશ્ચિંતતા થાય તેમ ન હતું. દેશવટે ગયેલો કુમારપાળ આ વખતે સૌને યાદ આવવા લાગ્યો. એજ ગુર્જરસામ્રાજ્યને સાચવી શકશે, એમ લોકો માંહે માંહે કહેવા લાગ્યા. મહામંત્રીએ કુમારપાળને તેડાવ્યો છે એ વાત પણ નગરમાં ફેલાઈ ગઈ, અને ઘેર ઘેર ચર્ચાવા લાગી.

જ્યારે કુમારપાળ દેશવટેથી અણહિલપુરમાં પાછો આવી ગયો છે એવા સમાચાર લોકોમાં પ્રસરી ગયા ત્યારે લોકોના આનંદની સીમા ન રહી. હવે એજ ગુજરાતનો રાજા થશે એમ લોકો માનવા લાગ્યા. એ યુગના લોકો જ્યોતિષશાસ્ત્રમાં બહુ વિશ્વાસ ધરાવતા હતા અને 'બ્રહ્મવાક્ય' ને અફર માનતા હતા. આથી જ્યોતિષીઓના કથન પ્રમાણે કુમારપાળ હવે ગુર્જરેશ્વર થશે એની લોકોને ખાત્રી હતી. રાજગાદીના હક્કદાર વારસ તરીકે પણ કુમારપાળ જ સર્વશ્રેષ્ઠ દાવેદાર હતો એટલે તેને રાજગાદીએ બેસાડવામાં બીજી કાંઈ આપત્તિ નડે તેમ નથી એવું લોકોનું માનવું હતું.

સિદ્ધરાજે કુમારપાળ તરફ વધારે પડતી સખ્તાઈ ધારણ કરી તેને પજવ્યો હતો, તેથી પ્રજાના મનમાં કુમારપાળ માટે સહાનુભૂતિ પ્રગટી હતી. સિદ્ધરાજ કુમારપાળનો જીવ લેવા મથી રહ્યો હતો છતાં તે તેના સપાટામાં ન આવતાં બચી જતો, તે જાણી લોકો આનંદ પામતા. સિદ્ધરાજની કુમારપાળ પ્રત્યેની ક્રૂરતાભરી નિતીએ જ તેને લોકહૃદયમાં સ્થાન અપાવ્યું હતું. તે લોકોને મન આપ્તજન જેવો બની ગયો હતો. એ સિદ્ધરાજના કોપમાંથી બચીને જીવતો રહે અને રાજા થાય એ જોવા પ્રજાવર્ગનો મોટો સમૂહ આતુર હતો. તે આતુરતા તૃપ્ત થવાની ઘડી પાસે આવી છે એમ હવે સૌને લાગવા માંડ્યું.

પણ રાજમંત્રીઓમાં હજી મતભેદ હતો. આ મતભેદનું મુખ્ય

કારણ તો માજી મહારાજાની મૃત્યુ વખતની આજ્ઞામાં રહેલું હતું. મહારાજા સિદ્ધરાજે જાણ્યું કે હવે પોતાનો કાળ નજીક આવ્યો છે અને કુમારપાળ હજી હયાત છે એટલે પોતાની પાછળ તેજ રાજગાદીએ આવશે. આ વિચારથી મૃત્યુપથારીમાં પડેલા મહારાજા અંતરમાં બહુ જ દુઃખી થવા લાગ્યા. કોઇ પણ રીતે કુમાળપાળને પોતાની પાછળ ગુજરાતના સિંહાસને આવતો અટકાવી શકાય તેવી યોજના તે વિચારવા લાગ્યા. મરણના એક દિવસ અગાઉજ તેણે આ વાત દાદાક મંત્રીને કરી. મંત્રીએ કહ્યું: " મહારાજ આપની ચિંતા નકામી છે. મરણ પછી જગતનું શું થશે તેની વ્યર્થ ચિંતા કરવી ઉચિત નથી. પ્રાકૃતમાં કહેવત છે કે મરનારને ઉપાડનારની શી ફિકર !' માટે આપ ચિંતા છોડી દો. આપના મંત્રીઓ અને સરદારો ગુર્જર સામ્રાજ્યની ઉજ્વળ કીર્તિ જાળવી રાખે તેવાજ પુરુષને આપના પાટે બેસાડશે. "

" મંત્રીશ્વર, તે ઠીક છે. પણ કુમાળપાળ તો મારી ગાદીએ નજ આવવો જોઈએ. દરેક સરદાર સામંત અને મંત્રી પાસે હું તે બાબત વચન લેવા માગું છું. તે સિવાય મારો જીવ ગતે નહિ જાય." મહારાજા ક્ષીણ અવાજે બોલ્યા.

મરતા માણસને નિરાશ નહિ કરવા ખાતર મહામંત્રીએ રાજમહાલયમાં સરદાર, સામંતો અને રાજ્યના અધિકારીઓની ખાનગી સભા બોલાવી. તેમની આગળ મંત્રીશ્વરે મહારાજાની ઇચ્છા વ્યક્ત કરી. સભાજનોમાં આ વિષે બહુ મતભેદ જાગ્યો. પણ મહારાજની રૂબરૂ દરેકને લઇ જવામાં આવ્યા તે વખતે એ મૃત્યુ-શય્યામાં પડેલા પ્રતાપી સિંહની બે આંખની શરમ સૌને આડે આવી. આથી દરેક સરદાર, સામંતે અને અધિકારીએ મહારાજા સમક્ષ સોગન લીધા કે પોતે મહારાજના સ્વર્ગવાસ પછી કુમારપાળને

ગુજરાતની ગાદીએ બેસવા નહિ દે. આ પ્રમાણે શપથ લેવરાવી મહારાજા સંતુષ્ટ થયા અને બીજેજ દહાડે તેમણે દેહ છોડયો.

કૃષ્ણદેવ જેવા સામંતોએ આ શપથ નહોતા લીધા. ચતુરાઇપૂર્વક તે આ પ્રસંગે દૂર રહ્યા હતા અને મહામંત્રીએ પણ તેમ થવું સ્વાભાવિક માન્યું હતું. આથી કૃષ્ણદેવ અને તેના મિત્રો કુમારપાળનો રાજ્યાભિષેક કરાવવા આગ્રહ કરવા લાગ્યા. જ્યારે બીજાઓ મૃત મહારાજની આજ્ઞા સંભાળીને તે વાતનો વિરોધ કરવા લાગ્યા. સ્તંભતીર્થથી ઉદયન મંત્રી પણ હવે અણહિલપુર આવી ગયા હતા. તે તથા તેમના મિત્રો પણ કુમારપાળના હક્ક અને લાયકાતને સબળ ટેકો આપી રહ્યા હતા. વૃદ્ધ જૈનમંત્રી આશુક રાજકાજમાં થોડોજ ભાગ લેતા હતા' છતાં આ કટોકટીની પળે તે પણ કુમારપાળને ટેકો આપવા માટે ઉદયનમંત્રીની વિનંતિ ઉપરથી આગળ આવ્યા હતા.

રાજમંત્રીઓએ એકઠા થઈ બહુ મંત્રણા કરી, પણ મંત્રણાનો અંત ન આવ્યો. કુમારપાળના મિત્રોએ હથિયાર ઉપાડવા સુદ્ધાંતની ધમકી મંત્રીઓને આપી. પણ વર્ષોથી મહારાજ સિદ્ધરાજને વફાદાર રહેતા આવેલા કેટલાક સરદારો અને સામંતો મરણ પછી પણ તેવીજ વફાદારી દર્શાવી રહ્યા અને પ્રતિપક્ષથી ડરી ન જતાં મૃત મહારાજની આજ્ઞાને વળગી રહેવા મહામંત્રીને આગ્રહ કરવા લાગ્યા. પરિણામે અણહિલપુરમાં આંતરબળવો થશે કે શું એવી ભીતિ સૌના મનમાં વ્યાપી ગઇ.

પ્રજાજનો મંત્રીઓનો આ મતભેદ જોઈ અકળાતા હતા. શ્રીમંત વેપારીઓ અને આગેવાનો દાદાકમંત્રીને મલ્યા અને કુમારપાળને રાજપાટે લાવવા આખી પ્રજા તૈયાર થઈ બેઠી છે, માટે પ્રજામતને વિના કારણ ન ઉવેખવા સમજાવવા લાગ્યા, દાદાકમંત્રીની સ્થિતિ

સૂડી વચ્ચે સોપારી જેવી થઇ પડી હતી. શું કરવું તે તેને સૂઝતું ન હતું. તે મહારાજ સિદ્ધરાજનો જૂનો અને વફાદાર મંત્રી હતો છતાં ગમે તે રીતે ગુજરાતની અખંડતા જળવાઈ રહે અને અણુહિલપુરના દરબારમાં પક્ષો ન પડી જાય એવું કરવા તે ઇચ્છતો હતો. કુમારપાળનો હક્ક તે જાણતો હતો. તેથીજ તેણે કૃષ્ણદેવની સલાહ માન્ય કરી તેને સુખરૂપ અણુહિલપુર પાટણમાં તેડાવવા રાજદૂતો પાઠવ્યા હતા. પણ હવે કયો માર્ગ લેવો તેની મહામંત્રીને બહુ મૂંઝવણ થવા લાગી.

પણ અચાનક એક એવો બનાવ બન્યો કે જેને લીધે રાજ્યપુરૂષોને એકાએક પોતાના મતભેદ ભૂલી જવાની ફરજ પડી. ગુજરાતની ડામાડોળ સ્થિતિ જાણીને માલવામાંથી બલ્લાલે ગુજરાત ઉપર ચઢી જવા તૈયારી કરવા માંડી. મહાદેવ સેનાપતિની જાણ બહાર તેણે સેના એકઠી કરવા માંડી. તેણે ધારેલું કે અણુહિલપુરમાં અત્યારે પક્ષો પડી ગયા છે અને સિંહાસન ખાલીજ છે એટલે પોતે થોડી સેના સાથે દેખાવ પૂરતી કૂચ કરશે એટલે તુરત સમાધાનનું કહેણ આવશે. આથી અણુહિલપુરમાં એકતા થઈ જાય તે પહેલાં પોતાનો દૂત અણુહિલપુર મોકલીને બલ્લાલે ગુજરાતના મંત્રીમંડળને ધમકી આપી.

માલવાના દૂતે બલ્લાલ રાજવીનો પત્ર આપી મંત્રીઓને કહ્યું કે, માલવપતિએ ગુર્જરસેનાપતિ મહાદેવને માલવામાંથી પાછો બોલાવી લેવા, માલવાનો જે પ્રદેશ ગુજરાતના દધિપદ્ર મંડળમાં ભેળવી દીધો છે તે પાછો આપવા અને માલવાને સ્વતંત્ર રાજ તરીકે જાહેર કરવા માગણી કરી છે. જો તેમ નહિ થાય તો સપાદલક્ષસ્વામી આનની સહાયથી બલ્લાલદેવ ગુજરાત સામે યુદ્ધ જાહેર કરશે.

બલ્લાલના પત્રમાં પણ કઠોર ભાષામાં તેજ માગણી કરેલી હતી. મંત્રીઓ બલ્લાલની આ ઓચિંતી હિંમત જોઇ નવાઈ પામ્યા.

ગુજરાતના રાજ્યાસનની ડામાડોળ સ્થિતિને લક્ષ્યમાં લઈનેજ બલ્લાલ જેવો રાજવી આટલી હિંમત કરી રહ્યો હતો તે મંત્રીઓ સમજી ગયા. સપાદલક્ષનો આન્ન પણ લશ્કર ભેગું કરે છે એવી બાતમી મંત્રીમંડળને મળી હતી. એટલે ચતુર મંત્રીઓ હવે ચેતી ગયા. માંહેમાંહ કુસંપ કરી કુમારપાળનો વિરોધ કરવાથી હવે શત્રુઓ ફાવી જશે અને ગુજરાતનો પ્રતાપ ક્ષીણ થશે એવી સરદાર સામંતો અને દરેક રાજ્યધિકારીને મનમાં ખાત્રી થઇ ગઇ.

આથી મંત્રીમંડળે લાંબી મંત્રણા કર્યા બાદ માળવાના દૂતને ગુર્જર ચક્રવર્તિના દરબારને શોભતો જવાબ આપી દીધો. વૃદ્ધ દાદાકમંત્રીએ અને ઉદયને હવે તક જોઇને રાજસભાને ચેતાવી દીધી કે હવે રાજપાદુકાઓથી રાજ ચલાવવું જોખમકારક છે. જો આપણે રાજ્યાસનને યોગ્ય રાજકર્તાને ઝટપટ નહિ લાવીએ તો આપણી એકતા જળવાશે નહિ, અને બલ્લાલો તથા આન્ન જેવા ગુજરાત પર આવવા હામ ભીડશે. ગુજરાતની સ્વર્ગસ્થ મહારાજાએ સ્થાપેલી કીર્તિ અને પ્રતાપ ઝાંખાં પડશે અને લોકો આપણને ટૂંકી દૃષ્ટિવાળા, સંકૂચિત પુરૂષો કહીને સદાકાળ નિંદશે.

આની તે વખતના ડોલાયમાન વાતાવરણમાં સારી અસર થઈ. વૃદ્ધમંત્રી આશુક અને ભટ્ટરાજ કાકે પણ ગુજરાતનો ભારતવ્યાપી પ્રતાપ અને સુયશ લુપ્ત ન થાય તે માટે દરેકને વિશાળ હૃદય રાખી એકમતે કામ કરવા સલાહ આપી. પરિણામે કુમારપાળની વિરૂદ્ધના રાજપુરૂષો હવે નરમ પડયા અને પોતાની હઠ રાજ્યને–દેશને નુકસાનકર્તા છે એમ મનમાં સમજ્યા. છેવટે તેમણે કહ્યું: " કુમારપાળ સિવાય ત્રિભુવન દેવના બીજા પુત્રોમાંથી કોઇ લાયક હોય તો તેને રાજપાટે બેસાડવામાં શું હરકત છે ?"

" રાજસિંહાસને તો બેસાડેલા રાજાઓ નહિ પણ પોતાની

મેળે બેસી ગયેલા રાજાઓ જ દીપી ઉઠે છે." આશુક મંત્રીએ ગભીર સ્વરે જવાબ આપ્યો.

"આપણે એમ કરીએ તો શું ખોટું ?" દાદાકમંત્રી બોલ્યા.

"શું ? શું ?" બેઉ પક્ષના રાજપુરુષો પૂછવા લાગ્યા.

"ત્રિભુવનપાળદેવના ત્રણે કુમારોને આપણે કાલે દરબારમાં બોલાવી પરીક્ષા કરીએ અને જે કુમાર રાજસભાને પસંદ પડે તેને ગાદીએ બેસાડીએ. કુમારપાળ વડીલ વારસ છે, પણ બીજા બે કુમારો તેનાથી વધુ તેજસ્વી હશે તો આપણે તેમાંથી એકને પસંદ કરીશું. અને તે માટે નાના કુમારોની પરીક્ષા પહેલાં કરીશું." દાદાકમંત્રીએ કહ્યું.

આ વાત સૌને ગળે ઉતરી. યોગ્ય પુરુષને જ સિદ્ધરાજદેવના રાજસિંહાસને બેસાડવો જોઈએ તેવી સૌની આકાંક્ષા હતી. આથી બીજે દિવસે તે પ્રમાણે ત્રણે કુમારોની પરીક્ષા કરી રાજ્યકર્તા તરીકે ગમે તે એકને પસંદ કરવો એમ એકમતે ઠરાવ્યું.

બીજે દિવસે મહીપાળ, કીર્તિપાળ અને કુમારપાળને સાથે લઈને કૃષ્ણદેવ રાજસભામાં આવ્યો. રાજસભાની હાજરીમાં ત્રણે કુમારોની પરીક્ષા શરુ કરવામાં આવી. સૌથી પહેલાં મહીપાળને આગળ બોલાવીને આશુકમંત્રીએ પ્રશ્ન કર્યો; "કેમ રાજા થવું છે !"

"હા, થવું તો છે." મહીપાળે પગવડે જમીન ખોતરવા પ્રયાસ કરતાં જવાબ આપ્યો. આ જવાબ અને તેનો દેખાવ સભામાં સૌને નિર્માલ્ય લાગ્યો. એટલે તેને બાજુએ બેસાડી દઈને કીર્તિપાળને પૂછવામાં આવ્યું: "જયસિંહદેવ મહારાજના અઢાર દેશના તમને રાજા બનાવવામાં આવે તો તમે કેવી રીતે રાજ્ય કરશો ?"

"તમે કહેશો તેમ તમારી સલાહ પ્રમાણે રાજ્ય કરીશ."

કીર્તિપાળ આશુકમંત્રી તરફ જોઈ બોલ્યો. તે જોઈ આશુકમંત્રી હસ્યા. સકળ સરદાર સામંતો અને મંત્રીઓના કાનમાં સિદ્ધરાજની કિર્યંવાન આજ્ઞાઓના પડઘા હજી તાજાજ ગાજી રહ્યા હતા એટલે આ જવાબ તેમને નિર્માલ્ય લાગ્યો.

પછી સભાજનોનું મન પરખી લઈને આશુકમંત્રીએ કુમારપાળને તે જ પ્રશ્ન પૂછ્યો. જવાબમાં કુમારપાળ બે ડગલાં આગળ વધી, અર્ધી તરવાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી જુસ્સાથી બોલી ઊઠ્યો: "મારી આ તરવાર વડે હું સમુદ્રપર્યંત પૃથ્વીનું શાસન કરીશ અને ગુર્જરભોમના શત્રુઓનો સંહાર કરીશ." તેની આંખમાંથી લાલ અંગારા ઝરી રહ્યા હતા. સત્તા, સામર્થ્ય અને પ્રતાપનો મહાઘોષ એની વાણીમાં ગાજી રહ્યો હતો. જાણે મહાપ્રતાપી વનરાજની ગર્જના થઈ હોય એમ સભાજનો અનુભવી રહ્યા.

"તમે જ ગુર્જરેશ્વર થવા સર્જાયા છો મહારાજ!" આશુકમંત્રીએ કુમારપાળને રાજગાદીએ બેસાડતાં કહ્યું અને પછી પોતે રાજગાદીને નમન કર્યું. તે જ વખતે ચોકમાં શંખનાદ અને વાદિત્ર વાગવા લાગ્યાં અને દરેક દરબારીઓએ એક પછી એક ઉઠીને ગુર્જરેશ્વર કુમારપાળ મહારાજાને ગર્વ અને આનંદપૂર્વક નમન કર્યું. સંવત ૧૧૯૯ના માગશર સુદી ચોથ.

## પ્રકરણ ૨૩ મું

### ઉપસંહાર

થોડા જ દિવસ બાદ યોગ્ય મુહૂર્ત જોઈને મહારાજાધિરાજ કુમારપાળદેવનો વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવામાં આવ્યો. અવંતીથી આવેલી કોડભરી ત્રણિકઆળા દેવશ્રીએ હસતા વદને મહારાજા કુમારપાળને રાજતિલક કર્યું. પટ્ટણી પ્રજા મહારાજ વનરાજદેવના રાજ્યાભિષેકનું સ્મરણ કરતી આનંદથી પુલકિત બની રહી. દરેક મંડળમાં રાજભક્ત પ્રજાએ આ મહોત્સવને ભવ્ય રીતે ઉજવ્યો. પ્રતાપી જયસિંહદેવ મહારાજ પોતેજ કુમારપાળ રૂપે પુનઃ અણહિલપુરની રાજગાદીએ બેઠા હોય એવા ભાવથી રાજપુરુષો પણ મહારાજા કુમારપાળ તરફ માન અને ભક્તિ દર્શાવી રહ્યા.

ગુજરાતની સામે માથું ઉચકવાનો વિચાર કરતા શત્રુઓ હવે જંપી ગયા. બલ્લાલ અને આનરાજા પણ હવે યોગ્ય તકની રાહ જોતા વધુ બળનો સંચય કરવા લાગ્યા. તાત્કાલિક ગુર્જરેશ્વની સામે

થવાથી નહિ ફાવી શકાય એમ તેઓ કુમારપાળનો રાજ્યાભિષેક થતાં મનમાં જ સમજી ગયા. જે ફાટફૂટનો તે લાભ લેવા તૈયાર થયા હતા તે દૂર થતાં હવે ગુજરાત સામે માથું ઉચકવાની તેમની હિંમત ન રહી.

આમ કુમારપાળનો પ્રતાપ થોડા જ વખતમાં દરબારમાં અને દેશદેશાવરમાં પ્રસરી રહ્યો. પણ તે છતાં કેટલાક ગણ્યાગાંઠયા મૂર્ખ રાજપુરુષો મનમાં એમ માનવા લાગ્યા કે, કુમારપાળને આપણે ગાદીએ બેસાડયો છે એટલે તે આપણી આગળ હંમેશાં નમ્રતા દાખવશે. આપણે તેની સાથે ગમે તેમ વર્તીશું તો પણ તે આપણને કાંઈ કરી શકશે નહિ. આમ ધારીને તેઓ અવારનવાર રાજા પ્રત્યે અવજ્ઞા દાખવવા લાગ્યા અને પોતે તેના મુરબ્બી હોય તેવો દેખાવ બીજાઓની હાજરીમાં પણ દર્શાવવા લાગ્યા. કુમારપાળને આ પસંદ ન હતું. તેથી તેણે આડકતરી રીતે પેલા સામંતોને ચેતાવી દીધા કે, કોઈ માણસ દીવો મેં સળગાવ્યો છે માટે તે મને નહિ દઝાડે એમ માની તેની બળતી જ્યોતમાં આંગળી ઘાલે તો તે મૂર્ખ જ ગણાશે. રાજા પણ એવા સળગતા દીવા જેવો છે એ ચતુર માણસોએ સમજવું જોઈએ.

પણ પેલા સામંતો એથી તો ઉલટા વધુ બેપરવાઈથી રાજાની સામે વખતોવખત રીતભાતમાં પણ ઉદ્ધતાઈ દાખવવા લાગ્યા. પરિણામે કુમારપાળે તેમને સભાજનો સમક્ષ ચેતવણી આપી અને કહ્યું કે, બીજી વખત આવો પ્રસંગ આવશે તો પોતે અપરાધીને શિરચ્છેદ સિવાય બીજી કોઈ શિક્ષા નહિ કરે. મદે ચઢેલા એક બે સામંતોએ નવા રાજાની આ સૂચના બાલીશ ગણીને અવગણી અને ફરી એવો જ અપરાધ કર્યો. પરિણામે કુમારપાળે તે સામંતોને જાહેર રાજસભામાંજ શિરચ્છેદની શિક્ષા ફરમાવી અને તુર્ત જ તેનો અમલ પણ

કરી દીધી. આથી સભાજનોમાં તાત્કાલિક થોડોઘણો અણગમો પ્રગટયો પણ પછી કુમારપાળની ધાક સૌના પર એવી તો સજ્જડ બેસી ગઈ કે દરેક સામંતો અને અધિકારીઓ તેનાથી ડરવા લાગ્યા.

રાજાની આજ્ઞાનો ભંગ એટલે મૃત્યું એ સૂત્ર કુમારપાળે શરૂઆતના રાજ્યઅમલમાં જ પોતાના દરબારમાં અમલમાં મૂકયું. પછી તેણે મિત્રોના ઉપકરોનો બદલો વાળવા માટે નિશ્ચય કર્યો. હવે મંત્રીઓ ગૂપચૂપ તેની દરેક અજ્ઞાનો અમલ કરતા બની ગયા હતા એટલે મિત્રોને યથેચ્છ બદલો આપતાં તેઓ વચ્ચે આડા આવે તેવો સંભવ નહોતો. આથી એક દિવસે મહારાજા કુમારપાળે જાહેર દરબાર ભરી તે દિવસે પોતાના તમામ મિત્રોને તથા દેશવટા વખતે પોતાના ઉપર ઉપકાર કરનારાઓને તે દરબારમાં હાજર રાખ્યા.

માલવમંડળમાંથી દેવશ્રી, તેનો ભાઇ અને ધર્મણિધર આવ્યાં હતાં. ચંદ્રેશ્વરથી આલીંગ કુંભાર અને દધિસ્થલીથી વાંહજી કુંભાર ને તેડાવી મંગાવ્યા હતા. ગોપાળ, બોસરી સરસ્વતી અને લીલાવતી તો અણહિલપુરમાં જ હતાં અને તેમને દરબારમાં હાજર રાખ્યાં હતાં. ભીમસિંહને પણ બોલાવવામાં આવ્યો હતો. ઉદયનમંત્રી, હેમચંદ્રસૂરિ, વગેરે પણ આ દરબારમાં હાજર હતા. આ દરબારમાં પ્રતિષ્ઠિત નાગરિકો, શ્રીમંતો, અને મહાજનના આગેવાનો પણ હાજર હતા.

પ્રથમ મહારાજા કુમારપાળે પોતાનાં દેશવટાનાં વિતક ટૂંકમાં વર્ણવી તે વખતે રાજરોષ વહોરીને જેમણે પોતાને મદદ કરી હતી તેમનો રાજસભાની હાજરીમાં આભાર માન્યો. પછી વિવેકપૂરઃ-સર જણાવ્યું કે હું આ મિત્રો તથા ઉપકારકર્તાઓને જે કંઇ બક્ષીસો આજે આપવાનો છું તે કંઈ તેમના ઉપકારોનો બદલો નથી પણ તે મારા તેમના પ્રત્યેના સ્નેહની નિશાનીરૂપ

સમજવાનું છે. આમ કહી તેમણે સૌથી પ્રથમ દેવશ્રીનો આભાર માની તેને બેન તરીકે કાપડામાં ધવલક ગામ બક્ષીસ આપ્યું. દેવશ્રીના ભાઈને માલવમંડળમાં એ ગામ અને રાજમંત્રીની પદવી આપી.

પછી તેણે વૃદ્ધ વાંહજી કુંભારનો આભાર માની તેને દધિસ્થલીની ઉપજ જીવનપર્યંત અર્પણ કરી. આલીંગને તેણે ચંદ્રેશ્વર ગામ વંશપરંપરા માટે આપી કાયમ માટે રાજસભામાં સભાસદ બનાવ્યો. ધરણિધરને બોલાવી કુમારપાળે હસતાં હસતાં કહ્યું: "ભૂદેવ, તમે ગુર્જરેશ્વર પાસેથી જાગીર મેળવવા વર્ષોથી આતુર છો. હું આજે તમારી તે આકાંક્ષા પૂર્ણ કરૂં છું. માલવા અને મહોબકપુરની સરહદ પરનાં દશ ગામ તમને બક્ષીસ આપુ છું."

ધરણિધર આભાર માની પોતાને સ્થાને બેઠો એટલે કુમારપાળે પોતાને કાંટામાં સંતાડી બચાવનાર ભીમસિંહને બોલાવ્યો. તેને શાબાશી આપી એક ગામ બક્ષીસ આપ્યું અને પોતાના અંગરક્ષકોના નાયક તરીકે તેને કાયમ અણહિલ્લપુરમાંજ રહેવા આજ્ઞા કરી. તે પછી કુમારપાળે ઉદયનમંત્રીનો આભાર માનીને તેને પોતાના મંત્રી તરીકે નીમ્યો તથા તેના પુત્ર વાગ્ભટ્ટને રાજસભાનો સભાસદ બનાવ્યો.

"બોસરી! તું હવે સરસ્વતીનો પાણી ગ્રહણ કરી ભૃગુકચ્છ જા, ત્યાં તને મજા આવશે. હું તને લાટનો વડો અધિકારી નીમુ છું પણ દરમહિને થોડા દહાડા તારે મારી કને આવવું પડશે" પ્રેમથી કુમારપાળે બંસીધરને કહ્યું.

પછી તેણે સરસ્વતી તથા લીલાવતી બંનેને રાજભગિનીઓ તરીકે સંબોધીને પાંચ પાંચ ગામો બક્ષીસ આપ્યાં. છેવટે તેણે સજ્જન નાયકને કહ્યું: "નાયક! હું માનું છું કે તમે માજી મહારાજના જેવીજ સ્વામીભક્તિ મારા પ્રત્યે રાખશો. તમને હું ભટ્ટરાજ બનાવું છું."

તે પછી કુમારપાળે કાકભટ્ટને સેનાપતિપદ ધારણ કરવા આજ્ઞા કરી અને ગોપાળ ને ભટ્ટરાજની પદવી અર્પણ કરી. તથા મહામંત્રી દાદાક, આશુકમંત્રી અને બીજા મંડળેશ્વરો તથા દંડનાયકોને પણ રાજ્ય

પદની ખુશાલીમાં કિંમતી પોશાક આપવામાં આવ્યા.

આ બધું કાર્ય થઈ ગયા પછી કુમારપાળે સંતોષની એક નજર દરબારીઓ તરફ ફેરવી. સૌની આંખમાં પણ તેવોજ પ્રતિસંતોષ રમી રહ્યો હતો. પછી કુમારપાળે સૂરીશ્વર હેમચંદ્રાચાર્ય ઉપર પોતાની નજર ફેરવી. સૂરીશ્વર શાંત નિર્વિકાર ચિત્તે બેઠા હતા. તેમને કુમારપાળે કહ્યું: " મહારાજ, આપનો મારા ઉપરનો ઉપકાર અદ્વિતીય છે. મારી પ્રસન્નતાના ચિન્હ તરીકે હું આપને શું અર્પણ કરૂં તે કૃપા કરીને મને કહો. "

" રાજેન્દ્ર! સાધુઓ સંસારમાંથી બધી કામનાઓ વાળી લઇને પછીજ ત્યાગી બને છે. એમને સંસારના ભૌતિક પદાર્થોનો મોહ નથી હોતો એટલે મારે કાંઇ માગવાનું નથી. છતાં હું એક આધિભૌતિક પદાર્થની માગણી કરૂં છું. " હેમચંદ્રસૂરિએ ગભીર સ્વરે કહ્યું.

" જરૂર કરો, હું આપની માગણી ગમે તે ભોગે પૂરી કરીશ " રાજાએ ઉત્સાહપૂર્વક કહ્યું અને તે સૂરિ તરફ તાકી રહ્યો.

" મહારાજ, મારી એજ માગણી છે કે તમે મહારાજાધિરાજ સિદ્ધરાજદેવનું આદરેલું જે અધુરૂં હોય તે પૂરૂં કરો! " સૂરિ બોલ્યા અને તે સાથે સભાજનોનાં મન પણ પ્રસન્ન થયાં.

" આપ અનુજ્ઞા કરો તે સર્વ કાંઈ કરવા હું તૈયાર છું." રાજા બોલ્યો.

"શ્રીમાન સિદ્ધરાજ મહારાજાએ લક્ષ્મી અને સરસ્વતીનો સુયોગ સિદ્ધ કર્યો છે. તેમણે અણહિલપુરને કાશી અને અવંતીની કક્ષાએ લાવી મૂક્યું છે. ગુર્જરરાષ્ટ્રનું પાંડિત્ય આજે શ્રીનગરને ઝાંખું પાડી રહ્યું છે, એ બધો પ્રતાપી જયસિંહદેવ મહારાજનો મહિમા છે. પણ એ ધર્મલક્ષ્મીને નથી ઉપાસી શક્યા. ધર્મલક્ષ્મી અને મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરી ગુર્જરરાષ્ટ્રને ભારતમાં દિગ્વિજયી બનાવવાનું કાર્ય તમે ઉપાડી લ્યો એવી મારી ઇચ્છા છે." સૂરીશ્વરે સ્પષ્ટતા કરી.

"સૂરીશ્વર! હું આપને આજથી મારા ગુરૂ તરીકે લેખીશ અને આપ જે આજ્ઞા કરશો તે અમલમાં મૂકીશ. રાજલક્ષ્મી પણ ધર્મલક્ષ્મી વગર ઉજ્વળ નથી બનતી એ હું સમજું છું મહારાજ!" રાજાએ કહ્યું. તેના અંતરમાં સૂરીશ્વરની ઓજસ્વી વાણી પ્રકાશ પાડી રહી હતી.

"રાજેન્દ્ર! જો તમે મારા કથન અનુસાર ધર્મલક્ષ્મીને સિદ્ધ કરશો, ભગવાન બુદ્ધ અને મહાવીરના અહિંસાના સિદ્ધાન્તને અનુસરશો તો ગુર્જરરાષ્ટ્રની સંસ્કૃતિ ભારતભરમાં નીજનો ડંકો વગાડી રહેશે. તમે યુધિષ્ઠિર, વિક્રમ અને અશોકની પેઠે અમર બની જશો અને ગુજરાત ભારતનું સાચું સંસ્કારધામ બનશે." સૂરિએ પ્રોત્સાહક વાણીથી રાજાને પ્રેરણા આપી.

"મહાપુરૂષ! આપની એ ભવિષ્યવાણી સાચી નીવડે એવી મારી કામના છે. હું આપની માગણી સહર્ષ સ્વીકારૂં છું." રાજાએ સૂરીશ્વર પ્રત્યે માન દર્શાવતાં નમ્રતાથી કહ્યું.

"ધન્ય છે રાજેન્દ્ર! મારા તમને આશીષ છે કે—

* आधारो यस्त्रिलोकया जलधिजलधरार्केन्दवो यन्नियोज्या
भुज्यन्ते यत्प्रसादादसुरसुरनराधीश्वरैः संपदस्ताः ॥
आदेश्या यस्य चिंतामणिसुरसुरभिकल्पवृक्षादयस्ते
श्रीमान् जैनेन्द्रधर्मः किसलयतु स वः शाश्वतीं मोक्षलक्ष्मीं ॥

સભામાં બાલ બ્રહ્મચારી સૂરીશ્વરનો નિર્મળ કંઠ સરસ્વતીના વીણાવાદ્યની પેઠે મધુર રણકાર રેલાવી રહ્યો. સભાજનો અને નૃપતિ ઘડીભર સ્તબ્ધ ભાવે એ પવિત્ર સાધુના તેજસ્વી વદન તરફ જોઈ રહ્યા. જાણે અમૃત વરસાવતો પૂનમનો ચંદ્ર!



* જે ત્રણ લોકનો આધાર છે, સમુદ્ર, મેઘ, સૂર્ય તથા ચંદ્ર જેની આજ્ઞામાં રહે છે, દેવ દાનવ અને મનુષ્યના સ્વામીઓ જેની કૃપાથી ઉત્કૃષ્ટ સંપત્તિ ભોગવે છે. ચિંતામણિ, કામધેનુ અને કલ્પવૃક્ષ વગેરે જેના આદેશમાં છે તે શ્રીમાન જૈનેન્દ્રધર્મ તમારી શાશ્વતી મોક્ષલક્ષ્મીને નવીન અંકુરયુક્ત કરો!